# ડાકોર.

## શ્રી રણછોડરાયજી મહારાજનો વૃત્તાંત

અને

## મંદિર સંબંધીના કેશ ને ફેંસલા.

સર્વે લોકો, જાત્રાળુ, અને મંદિરમાં હિત
ધરાવનાર હકદારોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
પંડ્યા. મોતીલાલ અંબાલાલ,
મ્યુ. કમીશનર-મુ. ડાકોર.

આવૃત્તિ ૧ લી    સને ૧૯૧૨    પ્રત ૫૦૦

અમદાવાદ—પીરમસાના રોજાપાસે શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ
પ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપ્યું.

કીંમત ૧-૦-૦

# ડાકોર.

## શ્રી રણછોડરાયજી મહારાજનો વૃત્તાંત

અને

## મંદિર સંબંધીના કેશ ને ફેંસલા.

સરવે લોકો, વૈષ્ણવો અને મંદિરમાં હિત
ધરાવનાર હકદારોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પંડયા. મોતીલાલ અંબાલાલ,
મ્યુ. કમીશનર—મુ. ડાકોર.

આવૃત્તિ ૧ લી     સને ૧૯૧૨     પ્રત ૫૦૦

અમદાવાદ—પીરમસાના રોજાપાસે શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ
પ્રેસમાં પટેલ પોપટભાઈ ચતુભાઈએ છાપ્યુ.

કીંમત ૧-૦-૦

# સુચના.



આ બુક છપાવી પ્રસિદ્ધ કરવાનું કારણ એવું છે કે અમારા પીતા પંડયા. અંબાલાલ જીવરામ (વકીલ) જે પોતાની ૬૫ વરસની ઉમરે સંવત ૧૯૬૬ ના માગસર સુદી ૩ ને વાર બુધ તારીખ ૧૫ મી માહે ડીસેમ્બર સને ૧૯૦૯ ના રોજ સ્વર્ગવાસી થયા છે. જેમણે ડાકોર મ્યુનીસીપાલેટીમાં ત્રીસ વરસ કરતાં વધારે મુદત સુધી કમીસનરનો ઓધ્ધો ભોગવ્યો હતો, તેમનો વીચાર હતો કે "શદરહુ બુકમાં બતાવેલા દાવાઓમાં પોતે બનતી મહેનતને મદદ કરી હતી અને કેશોની ઉત્પતીથી-જ જોડાયલા રહયા હતા અને તે કેશોનાં ફળ સારાં આવ્યાં. તો તેની વાકેફગારી સરવને મળવી જોઇએ" આ સબબથી અને ઘણા લોકોની માગણીથી અમોએ બનતી તજવીજે સારા વીદ્વા-નની સલાહથી મુદ્દાંમ ટુક હકીકતો સમાવી ભારે કીંમતી પુસ્તક ન થાય એવો વીચાર રાખી આ બુક પ્રસીદ્ધ કરીએ છીએ તેમાં ભુલચુક યા હરત દોસ હોય તો તે માફ કરશો.

લી.

મોતીલાલ અંબાલાલ,

માણેકલાલ અંબાલાલ.

# ભાગ ૧

## શ્રી રણછોડરાયજી મહારાજનું (ટુંક) વૃત્તાંત.

હિંદુસ્થાનમાંનાં પ્રખ્યાત તીર્થક્ષેત્રોમાં આધુનિક સમયમાં પરમ વૈષ્ણવો, ભક્તશજ્ઞો અને ભગવાનનાં દર્શનના પૂર્ણ ભાવ વાળા સજ્જનો ડાકોરને મુખ્ય ધામ માને છે. તે ડાકોર ગામ ગુજરાત પ્રાંતમાં ખેડા જીલ્લાના ઠાસરા તાલુકામાં આવેલું છે, અને ત્યાં આગળ રેલ્વે સ્ટેશન છે. તે ગામ પ્રથમ એક નાનું સરખું ખાખરીયું ગામડું હતું, પરંતુ હાલ પરમ કૃપાળુ અનંત કોટી બ્રહ્માંડાધીશ્વર શ્રી રણછોડરાય મહારાજના પ્રભાવથી એક નાનકડા રમણિય શહેરના રૂપમાં જોવામાં આવે છે. જે રણછોડ-રાયના નિવાસથી ડાકોર હાલની સ્થીતિમાં છે, તે પ્રભુ રાક્ષસોનો નિપાત કરવાને, દૈવી પુરૂષોને સુખ આપવાને અને પોતાનો કૃષ્ણાવતાર સ્થપિત કરવાને મથુરાંપુરીમાં જન્મ્યા હતા, અને ત્યાંથી ગોકુળ વૃંદાવનમાં નિવાસ કરીને દ્વારકામાં પધાર્યા હતા; ત્યાં યાદવોએ તેમની સેવા કરી હતી.

શ્રી ભગવાન દ્વારકામાં ૪૨૨૫ વરસ રહીને ડાકોરમાં પધાર્યા, અને ડંકઋષિના આશ્રમમાં રહ્યા. ત્યાં ભીમસેનની ગદા-વડે ગોમતીજી સરોવર ઉત્પન્ન થએલું છે, તેમાં જે સ્નાન કરે છે, તેના ઉપર ભગવાન પ્રસન્ન થઇ તેનાં પાપ નિવારણ કરે છે.

વિજયસિંહ નામે ક્ષત્રી કે જે બોડાણાના ઉપનામથી જગ જાહેર છે, તે ડાકોરમાં ઉત્પન્ન થએલા છે. તે બાળપણથી બુ-દ્ધિશાળી અને સારા આચરણવાળા હોઇને સંસારી પદાર્થોથી વેગળા રહી ગોર બ્રાહ્મણની સેવા કરતા હતા, અને શ્રી ભગવા-નની ભક્તિ કરવામાં અને તેમનાં ચરિત્ર શ્રવણ કરવામાં દિવસો ગુજારતા. તેમના સરખાજ ગુણ વાળી પરમવૈષ્ણવી ગંગાબાઇ નામની તેમની પત્નિ હતી.

એક વખત પરમ ભક્તરાજ બોડાણાએ બ્રાહ્મણને પૂછ્યું કે ભગવાન પ્રસન્ન શીરીતે થાય ? અને તેમનાં પ્રત્યક્ષ દર્શન શીરીતે કરી શકાય ? ત્યારે બ્રાહ્મણે જવાબ આપ્યો કે સાક્ષાત્ દ્વારકાધીશ સેવા અને ભક્તિ વડે તથા ફક્ત તુળસીના પત્ર વડેજ પ્રસન્ન થાય છે. કારણ કે:—

"હું તમને પુછું મારી તુળસીરે માતા,
કોણ તારી માતા ને કોણ તારો પિતા;
ધરતી મોરી માતા ને આભ મારો પિતા,
દેવકી મારી સાસુ ને કૃષ્ણ ભરથાર."

ઉપર પ્રમાણે ભક્ત કવિએ કહેલું છે. આ વચનો ભક્તરાજ બોડાણાના હૃદયમાં નિશ્ચય પૂર્વક ઠસ્યાં, તેપરથી તેમણે જમણા હાથમાં તુળસી વાવી દ્વારકા જઈ ભગવાનને આરોપવાનું શરૂ કર્યું; અને તે પ્રમાણે વર્ષમાં બે વખત જવા આવવાનો રીવાજ રાખ્યો. આવી રીતે સાઠ વર્ષ સુધી એકનિષ્ઠાથી પોતાનું કર્ત્તવ્ય કર્યા કર્યું. હવે તેમની ઉમર બ્યાસી વર્ષની થઇ, અને પોતાની જીર્ણ અવસ્થાને લીધે ચાલવાની શક્તિ રહી નહિ; તેથી ચિંતા કરવા લાગ્યા કે હવે ભગવાનનાં દર્શન કેમ થશે ? પોતાના ભક્તને માટે સર્વસ્વ અર્પણ કરનાર પ્રભુ શ્રી દ્વારકાધીશને પોતાના ભક્તને થતી ચિંતા જાણી ચટપટી થઇ, અને પોતાના ભકતની પ્રીતિના આકર્ષણથી ખેંચાઇ એક રાત્રે સ્વપ્ન આપ્યું કે મારે માટે વાહન લઇને એક વખત મારી પાસે આવો, એટલે તમારૂં હંમેશને માટે કામ થશે. આ ઉપરથી બોડાણાજી ડાકોરથી એક ભાંગ્યું તૂટ્યું ગાડું લઇ દ્વારકા ગયા, અને શ્રી દ્વારકાધીશ પ્રભુ પોતે એકજ રાતમાં જાતે ગાડું હાંકી બોડાણાજી સાથે ગુજરાતને પાવન કરવા, અને કળિયુગના જીવોને ઉદ્ધાર કરવા, તથા ડંકઋષિને આપેલું વચન પાળવા, સંવત ૧૨૧૨ ના કારતગ શુદ ૧૫ ને ગુરૂવારની સવારમાં ડાકોરમાં પધાર્યા. વિજસિંહ ( બોડાણાજી ) નું ભકિતરૂપી રણ ચુકાવવા તેમને ઘેર પધાર્યા, માટે શ્રી રણછોડરાય નામ ધારણ કર્યું. ત્યારપછી ચૌદમે દિવસે દ્વારકાના રાજા, ગુગળી, સેવકો, રૈયત વગેરે લોકો ભગવાનને શોધતા શોધતા ડાકોરમાં આવ્યા, તે વખતે ભગ-

વાન ગોમતીજીમાં બાર દિવસ સુધી સંતાઇ ગયા, અને બોડાણાજી બધાનો આદર સત્કાર કરવા સામા ગયા. ગુગળીઓ બોડાણાને દેખતાંજ ગુસ્સે થઇ ગયા, અને ભાલો મારી પ્રાણ લીધા. આ રીતે બોડાણાજી વૈકુંઠમાં પધાર્યા. તે ભાલાનો પ્રહાર ભગવાને ધારણ કરેલો છે, તેથી નીકળેલા રૂધિર વડે બંધાએલી ટેકરી ગોમતીજીમાં છે. એ ટેકરી ઉપર અમદાવાદના સરકારી વકીલ મી૦ દેસાઇભાઇએ સંવત ૧૯૫૬ ની સાલમાં ભગવાનની પાદુકા પધરાવી મંદિર સ્થાપન કર્યું છે.

ભગવાન અહીં નિવાસ કરીને રહ્યા, તેથી દ્વારકાના ગુગળી લોકો નિરાશ થઇ કલ્પાંત કરવા લાગ્યા ત્યારે તેમને શાંત પાડી ખુશી કરવા પોતાની બરોબર સોનું અપાવવાની લાલચ મૂકી, અને વડના ઝાડે તુલા બંધાવી. તુલસીના પત્ર સાથે સવા વાલ સોનાની ગંગાબાઇની કન્યાદાન વખતની વાળીથી પોતે તોળાયા. જુજ સોનું દેખી ગુગળીલોકો નિરાશ થયા; અને અતિશય કલ્પાંત કરવા લાગ્યા, ત્યારે ભગવાને પ્રસન્ન થઇ કહ્યું કે તમે કાંઇ ચિંતા કરશો નહિ; પરંતુ પાછા દ્વારકા જાઓ, અને ત્યાં સાવિત્રી વાવમાં મારી પુરાતન મૂર્તિ છે, તે કાર્તકી પૂનમે લાવી સ્થાપન કરી સેવા કરજો. તમે મારામાં અને તે મૂર્તિમાં ભેદ ગણશો નહિ. આથી ખુશી થઇ તેઓ પાછા દ્વારકા ગયા. ત્યાં જઇ ધીરજ ન રાખતાં સાડાદશ મહિના બાકી હતા છતાં વાવમાંથી મૂર્તિ કાઢી. ભગવાનના વાક્યનું ઉલ્લંઘન કર્યું, માટે મૂર્તિ કઠણ અને ખડબચડા જેવી નીકળી; તેને મંદિરમાં સ્થાપન કરીને પૂર્વની મફક સેવા પૂજા કરવા માંડી એ દ્વારકામાં હાલ ગાયકવાડ સરકારનું રાજ્ય છે.

આ રીતે ભગવાન ડાકોરમાં પધાર્યા, તેમની ત્રણ વર્ષ સુધી ગંગાબાઇએ સેવા કરી, ત્યાર પછી તે વૈકુંઠવાસી થયાં. પછી બોડાણાજીના ગોર ભગવાનની સેવા કરવા લાગ્યા.

વરસ પાંચસેં છત્રીસ સુધી, અલબેલે એમ કીધું રે;
ગોમતીજીને તીરે રહીને, વહાલે સૌને દર્શન દીધું રે.

પછી ભગવાને કળિયુગના લોકોને ઉદ્ધારવાને અને પોતાનું મહાત્મ્ય વધારવાની ઇચ્છાથી ખંભાતના એક નંદન નામના ગૃહસ્થ વાણીઆને પ્રેરણા કરી, તેથી તેણે મંદિર બંધાવ્યું, અને તેમાં બોડાણાના કુળના દીપસિંહ નામે પુરૂષને બોલાવી તેને હાથે સ્પર્શ કરાવી મૂર્તિની સ્થાપના કરી. પછી ભગવાને લીલા વધારવા માંડી. બ્રાહ્મણોએ ગોરપદુ ગ્રહણ કર્યું. સેવકોએ સેવાનો પ્રચાર વધારવા માંડયો; તેમાં ½ ભાગમાં તપોદન ¼ ભાગમાં બોડાવાળ, અને ¼ ભાગમાં શ્રીગોડ એ રીતે સમજવા લાગ્યા.

આ વખતથી યાત્રાળુઓએ મેળા શરૂ કર્યા. મોટા મોટા રાજાઓ, જેવાકે હોલ્કર સરકાર, સિંધીઆ સરકાર, પેશ્વાસરકાર, ગાયકવાડ સરકાર વગેરે એ તથા ગૃહસ્થોએ આવવા માંડયું; અને બ્રાહ્મણોને તથા મંદિરને અંગે મોટા મોટા વર્ષાસનો બાંધી આપ્યાં, અને સારી સેવાઓ કરવા લાગ્યા; તથા કીમતી વસ્ત્રો અને દાગીનાઓ ભગવાનને માટે અર્પણ કરવા લાગ્યા. આવી રીતે વૈભવ વધવા માંડયો.

આ સમય પછી દક્ષિણમાં પુનાની પાસે તામ્રગામના દક્ષણી બ્રાહ્મણ ગોપાલનાયક તામ્બેકરને ભગવાને પ્રેરણા કરી, તેથી તેમણે મોટું મંદિર બંધાવ્યું; અને સંવત ૧૮૨૮માં ઉપરના જુના મંદિરમાંથી બોડાણાજીના કુળના રામ નામે પુરૂષને હાથે ઉપડાવી આ નવા મંદિરમાં પધરાવ્યા, અને ખાલી પડેલા જુના મંદિરમાં લક્ષ્મીજીની સ્થાપના કરી; અને ત્યારથી ડાકોર વૈકુંઠપુરી જેવું થવા લાગ્યું.

લક્ષ્મીજીની સ્થાપના થયા પછી દર શુક્રવારે અને દર એકાદશીને દિવસે સ્વારી લક્ષ્મીજીના મંદિરે જાય છે; તેમજ દશેરા અને રથ યાત્રાની મોટી સ્વારીઓ પણ બધે ફરી આવ્યા પછી લક્ષ્મીજી જાય છે.

હાલના મંદિરમાં શ્રી રણછોડરાય પધાર્યા ત્યારપછી તેમની નિમણોકના બંધારણ માટે ડાકોર અને કંઝરી એ બે ગામ ઇનામી કર્યાં, અને તેનો વહીવટ તામ્બેકર કુળના પુરૂષોએ ચલાવવા માંડયો.

ભગવાનને રોજ પાંચ આરતીઓના ભોગ ધરાવવામાં આવે છે, અને અધિકના ભોગ તથા સામગ્રીઓનો તો પારજ રહ્યો નથી હવે પોતે ઇંદ્રપુરી સમાન વૈભવથી બિરાજે છે.

ભગવાનને શોધવા મીરાંબાઇ મેવાડમાંથી મથુરાં, ગોકુળ વૃંદાવન થઇ દ્વારકા પધાર્યા હતાં; પરંતુ કોઇ ઠેકાણે શાંતિ ન મળવાથી ડાકોરમાં આવી ભેટ્યાં હતાં. હવે મોટા મોટા ભક્તો, વૈષ્ણવો, સાધુઓ, સન્યાસીઓ, તપસ્વીઓ, ધર્મગુરૂઓ, રાજાઓ તથા સજ્જનો સર્વ પ્રભુને નિરખવા માટે તથા મોક્ષ માગવા માટે આવે છે; તેમજ ઇંગ્રેજો, પારસીઓ, મુસલમાનો વગેરે કોમના લોકો પણ આવે છે.

## ડાકોરનું હાલનું વર્ણન.

પરમ કૃપાળુ શ્રી રણછોડરાયજી મહારાજની અલૌકિક પ્રતિમા સાથેનું ભવ્ય અને રોનકદાર મંદિર ગામના મધ્ય સ્થળે બિરાજી રહેલું છે.

મંદિર સામે ગોમતીજી તળાવ, જેમાં ભગવાને ૧૨ દિવસ સુધી સંતાઇ પવિત્ર તીર્થ બનાવેલું તે આવેલું છે. તેના કિનારા ઉપર ડંકઋષિના આશ્રમની સ્થાપના, ભગવાનની થએલી તુલાની નિશાનીનો કાંટો, ગણપતિનું મંદિર કે જે તામ્બેકરે મોટું મંદિર બંધાવ્યું તેના મહુરતમાં સ્થાપેલું છે તે, તથા બીજાં હિંદુનાં શિવાલયો તથા મંદિરો આવેલાં છે ગોમતીજી વચ્ચે બોડાણાને વાગેલો ભાલો ભગવાને ધારણ કરેલો તેથી નીકળેલા રૂધિરની બાઝેલી ટેકરી ઉપર ભગવાનની પાદુકા પધરાવેલું સ્થાન છે. આ કારણોથી ગોમતીજીનું નિર્મળ જળ ઉપયોગમાં લેવાથી મોક્ષદાયક ગણાય છે, અને તેથી ત્યાં ગોર લોકો યાત્રાળુઓને ધર્મ ક્રિયાઓ કરાવે છે.

ગામમાં શ્રી રણછોડરાયજીના અંગનું લક્ષ્મીજીનું મંદિર

છે. વળી લાલબાગ, બેઠક, ગૌશાળા, અશ્વશાળા, હાથીખાનું, રાધા-કૃષ્ણ કુંડ, ત્રિકમજીનું મંદિર, બાળકૃષ્ણનું મંદિર, શ્રીમહાપ્રભુજીની બેઠક, નટવરલાલનું, શ્રીરામચંદ્રજીનું, શ્રીદ્વારકાધીશનું, બોડાણા અને ગંગાબાઈનું, સત્યભામાજીનું ઇત્યાદિ દેવમંદિરો ઘણાં છે.

ગામમાં મુખ્ય વસ્તી બ્રાહ્મણ અને સાધુની છે. કુલ વસ્તી સાડા સાત હજારને આશરે છે મુખ્ય ધંધો યાત્રાળુઓ અને મેળા ઉપરજ આધાર રાખે છે.

ગામ શ્રી રણછોડરાય મહારાજનું સ્વસ્થાનનું છે અને રાજ્ય અંગ્રેજ સરકારનું છે.

સ્વસ્થાનનો અને મદિરનો વહીવટ તામ્બેકર તથા ટેમ્પલ કમીટીના મેનેજર ચલાવે છે. યાત્રાળુઓની ધર્મક્રિયાનું તમામ કામ ગોર બ્રાહ્મણો કરે કરાવે છે દેવની સેવા પૂજાનું કામ સેવકો કરે છે. રૈયતના ફોજદારી દીવાની ઇન્સાફ ચુકવવા માટે ઠાસરાના મામલતદાર અને ઉમરેઠના સબ જડજો નીમેલા છે. ગામની સુધ-રાઇનું કામ મ્યુનિસિપાલ ખાતુ ચલાવે છે. તે ખાતામાં યાત્રાળુ વેરો અને હાઉસ ટેક્ષની સારી આવકને લીધે અને ખાતાના માણસોના ઉમદા વિચારોથી ગામની સુધરાઇ ઘણો સારો દરજ્જો ભોગવે છે.

સ્વસ્થાન અને મદિરના ખર્ચથી અને સારી દેખરેખ નીચે ઇંગ્લીશ સ્કુલ તથા સંસ્કૃતશાળા ચાલે છે. મ્યુનિસિપાલેટીના ખર્ચથી ગુજરાતી મુખ્ય સ્કુલ, ગુજરાતી બ્રેન્ચ સ્કુલ નંબર પહેલો ગુજરાતી બ્રેન્ચ સ્કુલ નબર બીજો, કન્યાશાળા તથા નાઇટ સ્કુલ ચાલે છે. ગામમાં ગામઠી સ્કુલ પણ છે. જગત ગુરૂશ્રી શંકરા-ચાર્ય મહારાજના તરફથી વેદશાળા ચાલે છે. આવી રીતથી કેળ-વણીની સ્થીતિ હાલ સારી છે. મ્યુનિસિપાલેટી તથા સરકાર તરફથી ચાલતું ધર્માદા દવાખાનું છે.

દ્વારકા સારદા પીઠના જગત ગુરૂ શ્રી શંકરાચાર્ય મહા-રાજે હાલ મોટું મકાન બંધાવી ડાકોરમાં નિવાસ કરવાની ધારણા રાખી છે.

ગરીબોને માટે ભોજનાર્થે છ અન્નક્ષેત્રો છે, તેમાંનાં કેટલાંક મિષ્ટાન્ન સામગ્રીઓ બનાવી શ્રી રણછોડરાયજી મહારાજને નિયમિત રીતે ભોગ ધરાવી અભ્યાગતોને અન્નક્ષેત્ર દ્વારે જમાડે છે. દુઃખી માણસોને માટે એક અન્નક્ષેત્ર મહુધાના અસલ વતની અને અમદાવાદના સરકારી વકીલ મર્હુમ મી૦ દેસાઇભાઇના આશ્રયથી સ્થપાએલું ચાલે છે, અને તેનો વહીવટ તેમના વારસો સારી નિષ્ઠાથી ચલાવે છે.

ડાકોર રેલ્વે સ્ટેશન છે, તેથી પરદેશી યાત્રાળુઓને આવવા જવાની સવડ સારી છે. સ્ટેશન ગામથી એક માઇલ દૂર છે, પરંતુ ગામમાં ઘોડા ગાડીઓની સારી સવડ છે. તેથી યાત્રાળુઓને કશી હરકત પડતી નથી. ગોરનાં ઘર સારી હવા અજવાળા વાળાં છે, તથા ધર્મશાળાઓ સારી છે, તેથી યાત્રાળુઓને મુકામ કરવાની સોઇ સારી છે. ખાવા પીવા માટે વીશીઓ અને હોટેલોની સોઇ પણ વધી પડેલી છે. પાણીને માટે પવિત્ર ગોમતીજી તળાવ છે, તથા મીઠા પાણીના કુવા પણ છે.

ગામમાં ફોજદારી ગુનાઓ ન બનવા દેવા માટે તથા શાંતિ રાખવા માટે સરકાર તરફથી ફોજદાર અને પોલીસની ગેટ રાખવામાં આવેલી છે.

પોસ્ટ ઓફીસ, ટેલીગ્રાફ ઓફીસ અને રજીષ્ટર ઓફીસની સવડો પણ સારી છે; તેમજ ઇજનેર ઓફીસર પણ ડાકોરમાં રહે છે.

ખોડાં ઢોરને માટે પણ સારી સવડ છે.

ઉપરની બધી હકીકત ઉપરથી વિચાર કરતાં જણાય છે કે ડાકોર ગામ શ્રી રણછોડરાય મહારાજ પધાર્યા તે વખત કરતાં હાલ ઘણીજ સારી અને નમુનેદાર ગણાતાં ગામોની પંક્તિમાં મૂકવા લાયકનું થઇ રહેલું છે; તેમજ યાત્રાળુઓના સંખ્યાબંધ આવક જાવકથી બંદર રૂપી દેખાવને લાયકનું થઇ રહેલું છે.



# ભાગ ૨

## દાવાઓ અને કેસ સરૂ થવાનુ કારણ.

પ્રથમથી એટલે વંસ પરંપરાથી ગોરા એટલે ત્રવાડી મેવાડા બ્રાહ્મણો અને શ્રી રણછોડરાયજીના મંદીરના સેવકો એક સંપીથી મંદીરમાં પોતપોતાનાં કામો કરતા આવતા હતા તેમાં સંવત ૧૯૩૯ ના આસો સુદી ૧૧ ના રોજથી કુસંપ પેસી ઝગડો ઉત્તપન્ન થયો. ત્યારે ગોરાએ પોતાના હકકો સાબીત કરવા સરકારમાં દાદ માગી અને કેસ સરૂ કર્યો.

## નકુલો.

### ગુજરાતીમાં

ઊમરેઠના સેકન્ડ કલાસ સબજડજની કોર્ટમાં

મુકરદમો નંબર ૧૫૦૭ સને ૧૮૮૩

વાદી—પંડયા અંબાલાલ જીવરામ વીગરે ડાકોરના

પ્રતીવાદી—સેવક કાળીદાસ જીવરામ વીગરે ડાકોરના

આ દાવો કોર્ટની હકુમતની ઊપરનો ઠરવાથી પાછો ખેંચી લેવામાં આવ્યો હતો.

રૂ. ૦–૮–૦ સ્ટાંમ્પ

ઉમરેઠના સેકન્ડ કલાસની કોર્ટમાં

વાદી—પંડયા અંબાલાલ જીવરામ વીગેરે ડાકોરના

પ્રતીવાદી—સેવક કાળીદાસ જીવરામ વીગરે ડાકોરના

અમો વાદીઓ આ અરજી આપી અરજ કરીએ છીએ કે અમો ડાકોરના ત્રવાડી મેવાડા બ્રાહ્મણ ગોર લોકોને શ્રી રણછોડરાયજી માહારાજના સેવકોએ શ્રી રણછોડરાયજી માહારાજના મંદીર નીજમંદીર, તથા સજ્યા મંદીરમાં જતાં અમો ગોર લોકોને અટકાવ્યા તેથી અમો ત્રવાડી મેવાડા બ્રાહ્મણ ગોરલોકોના તરફથી અને સેવક લોકોના ઉપર દાવો કરવામાં અમો વાદીઓ

જે અમારા તરફથી અને સઘળા ગોર લોકોના તરફથી અને પ્રતીવાદીઓ ઉપર સેવક લોકોનાની સામે દાવો કરવાનો સીવીલ પ્રોસીજર કોડની ક. ૩૦ મુજબ પરવાનગી મેહેરબાની કરી આપસો. અમો ગોર લોકનાં આસરે ૪૦૦ ઘરો છે અને સેવક લોકોનાં આસરે ૧૨૫ ઘરો છે અને તેથીકરી ઘણાં ઘરો હોવાથી અમો સઘળા ગોર લોકોને વાદીમાં પક્ષકાર કરવા તથા સેવક લોકો ઘણા હોવાથી તેમને પ્રતીવાદી પક્ષકાર કરવા ઘણુ અગવડ ભરેલું છે વીગેરે કારણોથી અમો વાદીઓને ડાકોરના સઘળા મેવાડા ( ત્રવાડી ) ગોરના તરફથી દાવો કરવાની તથા પ્રતીવાદીઓ ઉપર સઘળા સેવકોની સામે દાવો કરવાની પરવાનગી મહેરબાની કરી આપસો. તા. ૭ મી નવેમ્બર સને ૧૮૮૩.

( સહી ) વકીલ રણછોડદાસ નાગરદાસ

વાદીની અરજી

નંબર ૧૫૦૭ સને ૧૮૮૩

અરજદારોને જવાબ કે તમારી અરજીમાં લખેલી મજકુર ધ્યાનમાં લેઇ જોતાં માગેલી પરવાનગી તમોને આપવી જોઇએ એમ કોરટને મુનાશબ જણાય છે. સબબ અરજ કબુલ કરી એવો હુકમ કરવામાં આવે છે કે એ ફરીયાદ માંડયાની નોટીસ જેઓનીવતી તમો વાદી થવાને ચાહો છો તેઓને તથા જેઓનીવતી હાલના પ્રતીવાદીઓને પ્રતીવાદીઓ કરવાને તમો ચાહોછો તેઓને ઉમરેઠ સમાચાર મારફત પ્રસીદ્ધ જાહેર ખબરના રૂપમાં તમારા ખરચથી આપવામાં આવશે તા. ૭ નવેમ્બર સને ૧૮૮૩.

ઇગ્રેજીમાં સહી.

રણછોડલાલ કપુરચંદ દેશાઇ

સે. ક. સ. જડજ

કોર્ટનો સીક્કો.

# ગુજરાતી.

અમદાવાદના આસીસ્ટંટ જડજ સાહેબની કોરટમાં

દાવો નંબર ૧૮ સને ૧૮૮૭

વાદી—ગોર પ્રભારામ હીરજી વીગરે

પ્રતીવાદી—કાળીદાસ જીવરામ વીગરે

દાવો રૂ. ૫૩૫૦-૦-૦

## ઇસુઓ.

૧ આ દાવાને વાસ્તે યોગ્ય કોરટ ફી ભરવામાં આવી છે,

૨ આ દાવામાં સઘળા વાદીઓનું એકજ હીત રહેલુ છે, અને સઘળા વાદીઓને દાવો કરવાનુ કારણ એકજ છે, કે જેથી કરીને સીવીલ પ્રોસીજરકોડની કલમ ૨૬-૩૦ મુજબ આ દાવો ચલાવી શકાય.

૩ સીવીલ પ્રોસીજરકોડની ક. ૧૫ મૂજબ આ કોરટમાં આ દાવો ચાલીશકે છે.

૪ સીવીલ પ્રોસીજરકોડની ક. ૧૩, ૪૨, ૪૩, ૪૪ અગર ૩૭૩ થી આ દાવાને હરકત આવે છે.

૫ સ્પેસીઅલ રીલીફ ઍકટ નકીનલીફ આકટની કલમ ૪૨, ૫૬ થી આ દાવાને બાધ આવે છે.

૬ સને ૧૮૨૭ ના બીજા રેગ્યુલેશનની ૪૧ મી કલમથી આ દાવાને બાધ આવે છે,

૭ વાદીઓને કંઇપણ દાવાનુ કારણ ઉત્તપન થયું છે.

૮ આ દાવો કરવાને તેઓ હકદાર છે.

આ દાવાને મુદતની હરકત છે.

૧૦ વાદીઓ વંસપરંપરાના ગોર છે, અને તેઓ દરસાવે છે તે મુજબ તેઓ અસલના વખતથી વંસપરંપરાના ગોર તરીકે કામકાજ કરે છે.

૧૧ તેઓએ દાવાની અરજીમાં દરસાવ્યું છે તે મુજબ શ્રી રણછોડરાયજીના દેવળમાં નીજમંદીરની અંદર અને સજ્યા મંદીરની અંદર કાંઈપણ માણુસની પરવાનગી વગર પેસવાનો અને ત્યાં પુજા વીગરે કરવાનો અગર પુજા વીગરે કરતી વખતે હાજર રહેવાનો તેઓનો હક છે.

૧૨ માગણી કરવામાં આવી છે તે મુજબ તેમની તરફેણમાં હુકમનામુ કરી આપવુ જોઈએ.

આ શીવાય વધારે ઇશુ પક્ષકારે માગ્યા નથી.

ઠરાવ

રેઆર્ડીનેટજડજે પહેલા ઇશુનો નીકાલ કયાર નામે કરેલ છે કે તેમની કોરટમાંથી આ દાવો મારી તરફ મોકલવામાં આવેલો છે તેમના હુકમને અનુસરીને વીશેસ કોરટ ફી ભરવામાં આવેલી છે.

બીજા ઈશુથી તે નવમા ઈશુ સુધીનો નીકાલ પ્રતીવાદીઓની વિરૂદ્ધમાં હું કરૂછુ.

દસમા ઈસુનો હું એવો નીકાલ કરૂછુ કે વાદીઓ વંસપરંપરાના ગોર છે.

૧ અગીઆરમા ઇસુનો હું એવો નીકાલ કરૂંછુ કે પુજાના નીયમો અને પુજાની સુઘડતા ખરા આકીનથી અમલમાં લાવવાને વાસ્તે સેવકોના જે કબુલ થએલ હકો છે તેને અનુસરીને વાદીઓ નીજ મંદીરના અંદર દરસન કરવાને વાસ્તે ચરણસ્પર્શ કરવાને વાસ્તે પંચામૃત પુજા કરવાને વાસ્તે કેસરસ્નાન નોછાવર કરવાને વાસ્તે તુળશી ચઢાવવાને વાસ્તે રાજભોગ અગર સામગરી ધરાવવાને વાસ્તે ઘરેણાં અને વસ્ત્ર ધરાવવાને વાસ્તે અગર (બીજી ધર્મક્રીયા વાસ્તે જ્યારે જ્યારે નીજ મંદીર ઉઘાડું હોય) (સખડી ભોગનાં દરસન સીવાય) ત્યારે નીજ મંદીરની અંદર જવાને વાદીઓ હક્કદાર છે.

૨ નીજ મંદીર જ્યારે જ્યારે ઉઘાડુ હોય ( સખડી ભોગના દરસન સીવાય ) ત્યારે વાદીઓએ પોતાના યજમાનોની સાથે ઉપર દરસાવેલાં કામો વાસ્તે નીજ મંદીરની અંદર જવુ. અને મુર્તીની પાશે વારાવાળા ( સીંહાસન ઉપર ) જે શેવક હોય તેમની પરવાનગીથી વાદીઓએ સીંહાસન ઉપર રહીને પોતાના યજમાનો પાશેથી પંચામૃત પુજા અને કેસરસ્નાન કરાવવાં પરંતુ પુજાની સ્વચ્છતા અને પુજાના નીયમો ખરા આકીનથી સાચવવામાં આવતા નથી એમ જો માલમ પડે તોજ પરવાનગી નહી આપવાનું જરૂરનું થઇપડે નહીતો પરવાનગી આપવીજ જોઇએ.

૩ ગોરોની સાથે યજમાનો નીજમંદીરની અંદર જાય તે યજમાનો તેમના ગોરોના હાથમાં મુકે તે ગોરોએ લેવું પણ નીજમંદીરમાંથી બાજુ કાંઇપર લેવું નહી.

૪ જ્યારે જ્યારે નીજ મંદીર ઉઘાડુ હોય ( સખડીભોગના દરશનના વખત સીવાય ) ત્યારે યજમાનોને લઇને અગર યજમાનો વગર ગોર સજ્યા મંદીરનાં દરસન જાળીમાંથી લેવાને હક્કદાર છે.

બારમા ઇશુનો એવો નીકાલ હું કરૂછુ કે ઉપર દરસાવેલા હકકોનો વાદીઓ હક્ક ધરાવે છે અને વાદીઓના જે આ હકકો છે તે હકકો પ્રતીવાદીઓ કોઇપણ રીતે નતોડે અગર તે હકકોની વચ્ચે પ્રતીવાદીઓ આવી ન પડે એવો મનાઇનો હુકમ આપુછુ. તા. ૨૫-૨-૧૮૮૮

ઇગ્રેજીમાં સહી.

દયારામ ગીદુમલ. એજી. આસીસ્ટંટ જડજ

અમદાવાદ.

કોર્ટનો સીક્કો

| વાદીના વકીલ. | પ્રતીવાદીના વકીલ. |
|---|---|
| ૧ કસ્તુરભાઇ રણછોડ | ૧ નરભેરામ રૂગનાથદાસ |
| ૨ વ્રજરાય સાકરલાલ | ૨ ચુનીલાલ રૂગનાથદાસ |
| ૩ વ્રજવલ્લવદાસ મુલચંદ | ૩ લલ્લુભાઈ જસુભાઈ |
| ૪ મી. ગણપતરાવ સદા-સીવરાવ–મુબાઇ | ૪ મણીલાલ ગોવીંદરાય |
| | ૫ મી. ચીમનલાલ હરીલાલ |
| | ૬ ઠાકોરદાસ નારણદાસ |

# નકલ ગુજરાતી.

અમદાવાદ ડીસ્ટ્રીકટના આસીસ્ટંટ જજ્જ
સાહેબની કોરટમાં

અરજી નંબર ૧૮ સન ૧૮૮૭

વાદીઓ

| | |
|---|---|
| ૧ ગોર પરબારામ હીરજી | ૨ ગોર ગીરજાશંકર ઉદેશંકર |
| ૩ વીશ્વનાથ બાપુજી | ૪ આદીતરામ બેચર |
| ૫ હરજીવંન જેઠારામ | ૬ રાંમશંકર બાપુજી |
| ૭ પરસોતમ બાપુજી | ૮ સીવરાંમ રાજારાંમ |
| ૯ અમરતલાલ ઉત્તમરાંમ | ૧૦ મોતીરામ ઈશ્વર |
| ૧૧ હરગોવંન રાંમશંકર | ૧૨ રણછોડ રઘનાથ |
| ૧૩ બાપાલાલ ભગવાંન | |

સરવે જાતના ત્રવાડી મેવાડા બ્રાહ્મણ તેમના વકીલ મી. વ્રજરાય સાંકરલાલ તથા વકીલ. વ્રીજવલવદાસ મુલચંદ છે.

આ સીવાય બીજા વાદીઓનુ આ કાંમમાં હીત છે તે નામની વાદી આ સાથે જોડી છે.

વિરૂદ્ધ.

પ્રતિવાદીઓ.

| | | | |
|---|---|---|---|
| ૧ | કૃષ્ણારાંમ દયારામ | ૨ | બાપાલાલ બહેચર |
| ૩ | બાપુજી ગંગારાંમ | ૪ | રાજી ઉદેરાંમ |
| ૫ | દયારામ જગનનાથ | ૬ | લાલજી જેભાઈ |
| ૭ | અનોપરામ ઉદેરામ | ૮ | રાંમચંદ્ર મંછારાંમ |
| ૯ | અમૃતરાંમ ઉત્તમરાંમ | ૧૦ | ભુલાભાઈ ત્રીભોવંન |
| ૧૧ | જીવરાંમ અબારામ | ૧૨ | મુલજી ભુલા ગુજર્યા છે તેના વારસ નારણ મુલજી તેમં |

નંબર ૧–૨ જાતના સીગોડ બ્રાહ્મણ તથા નંબર ૩ થી તે ૬ સુધીના જાતના ખેડાવાળ બ્રહ્મણ અને નંબર ૭ થી તે નંબર ૧૨ સુધીના પ્રતિવાદીઓ જાતના તપોદન તેમાં નંબર ૧ થી તે ૧૧ સુધીના પ્રઃ૦ ના વકીલ મીસસ નરભેરાંમ રૂગ- નાથદાસ તથા ચુનીલાલ રૂગનાથ તથા. લલ્લુભાઈ જશુભાઈ છે. વળી નંબર ૧ અને ૧૧ ના પ્રા. ના વકીલ મી. મણીલાલ ગો- વીદરાય પણ છે. આ સીવાય બીજા પ્રતીવાદીઓનુ આ કાંમમાં હીત છે તેના નાંમની યાદી આસાથે જોડી છે.

દાવો રૂ. ૫૩૫૦–૦–૦ નો

આ કાંમમાં વાદીઓ દાવો કરે છે કે સ્વસ્થાંન ડાકોર પ્રગણે ઠાસરાના ગાંમમાં અમે હમેસના ગોર છીએ અને તે ગોરનુ કામ કદીમથી વડીલો વખતથી કરત આવ્યા છીએ. આ કોર્ટની હકુમતમાં મજકુર સ્વસ્થાંનમાં શ્રી રણછોડરાયજીનુ દેવ મંદીર છે કે જેનાં શ્રી રણછોડરાયજી મહારાજની મુર્તી બીરા- જમાંન છે અને વૈષ્ણવી ધર્મ ઉપર સ્રદ્ધા રાખનાર સર્વે હીંદુલો- કોનુ એ એક યાત્રાનુ સ્થાન છે તેથી અમો વાદીઓ તથા બીજા હીસ્સવાળા ત્રવડી મેવાડા ગોરો જાતે તથા પોતાના યજમાંનો તથા બીજા આવક આપનાર મુરબીઓ જેશ્રીનાં દરસન તથા

પુજા કરવા તથા કરાવવાના અભિલાખી હોય તેઓને એ દેવ-
ળની અંદર નીજ મંદીરમાં તથા સજયા મંદીરમાં જયાં સુધી
એ મંદીર ઉઘાડાં રહે ત્યાંહાં સુધી સર્વે વખતે અને સઘળે
પ્રસંગે અમો ગોર બીન હરકતે સાથે લેઇ જઇ શ્રીનાં દરસન
તથા પુંજા તથા શ્રીનાં ચરણ સ્પર્સ તથા પંચામૃત પુજા તથા
કેસરસ્નાન તથા નોંછાવર કરવા તથા કરાવવા તથા તુલસી
ચઢાવવા તથા રાજભોગ તથા બાજી સામગરીઓ ધરાવવા તથા
તે લેવા તથા વાગા વસ્ત્ર ધરાવવા. એ પ્રમાણે જે ધર્મ ક્રીયા કરવી
તથા કરાવવી ઘટે તે કરવા તથા કરાવવા તથા ઉપર મુંજબના યજ-
માનો અને મુરબીઓ જે ભેટ શ્રીના ચઊરંગંધ આગળ તથા સજયા
મંદીર આગળ મુકે તે તથા ભોજન દક્ષણા તથા બાજી જે અ-
મોને આપે તે તથા એ મંદીરમાં જે યજમાનો જે ચીજ હાથ-
માં લેઇને પરદક્ષણા ફરે અને તે ચીજ અમને આપે તે તથા
કોઇ પ્રકારની બાધા મુકે ને અમને જે આપે તે એ સર્વે અમો
ઉપર મુજબના ગોરો લઇએ આ અમારો ગોરોનો હક કદામથી
ઘણી લાંબી અગણીત મુદતથી ચાલતા આવેલા વહીવટથી અમો
ગોરોએ ભોગવેલો છે અને તેમાં પ્રતીવાદીઓ તથા બીજા કો-
ઇનો હરકત કરવાનો હક નથી આ પ્રતીવાદીઓ અને બાજાઓ
કે જે ખેડાવાળ બ્રાહ્મણ તથા સીગોડ બ્રાહ્મણ તથા તપોદન એ
ત્રણે જાતના સેવકો એટલે મજકુર દેવની સેવકપણાની નોકરી
કરે છે એ સેવકોએ ઘેરવ્યાજબી રીતનો લાભ મેળવવાને અમો
ગોરોને નુકશાન કરવાના ઇરાદાથી હાલમાં ઇસવીસને ૧૮૮૩ ના
અકટોબર માસમાં ઇયાને તે અરસામાં અમો વીગરે ઉપર કહે-
લા ત્રવાડી મેવાંડા ગોરોને પોતાને તથા પોતપોતાના યજમાનો
તથા મુરબીઓને સાથે લેઈને સદરહુ મંદીરમાં જતાં બારણાં
બંધ કરીલેઇ અટકાવ કર્યો છે. ને સદરહુ અમારા ચાલુ વહીવટ
પ્રમાણે અમોને એ મંદીરમાં જવાદેતા નથી ને તે અટકાવ જારી
રાખવા સારૂ તેજ અરસામાં એ સેવક લોકોએ બીન અધીકારે
એક લખેલો ફલ ઇયાને ધારો સંવત ૧૯૩૯ ના આશો સુદ ૧૧
ની મીતીનો કર્યો છે કે જે અમુક અમુક રકમનો કર આપે તે

સખસ એ સેવકોની પરવાનગીથી નીજમંદીરમાં તથા સ્જ્યા મંદીરમાં પેસીસકે એવાં તેઓનાં ઘેરવ્યાજબી કૃત્યોથી અમો ત્રવાડી મેવાડા ગોરોને ભારે નુકસાન છે ને એ પ્રમાણે ઘેરવ્યાજબી રીતે વૃતવાનો તથા અટકાવ કરવાનો કે હરકતકાર કૃત્યો કરવાનો પ્રતીવાદીઓ તથા ઉપર કહેલા બીજા સેવકોનો બીલકુલ હક નથી તથા તેઓએ એ દેવ મંદીરની માલીક નથી ઉપરના કારણોથી અમો વાદીઓ પોતાને વાસ્તે તથા બીજા ત્રવાડી મેવાડા ગોરોને વાસ્તે વાદીઓ થઇ દાવો કરવાની તથા તે દાવાની માગણી મુજબ પ્રતીવાદીઓએ અને બીજા સેવકોએ વરતવા સારૂ નીચે મુજબ દાવો કરી દાદ માગીએ છીએ.

૧ પહેલો દાવો કે ઉપર મુજબના અમારા હકની આમદાનીનો હક સબંધ રૂપૈઆ પાંચહજાર ઉપરાંતની કીમતનો છે તે વીસે એવી દાદ માગીએ છીએ કે સદરહુ મંદીરની અંદર નીજમંદીરમાં તથા સજ્યા મંદીરમાં સમે સમે અને વખતે વખતે એ મંદીર ઉઘાડાં રહે ત્યાંસુધી સઘળે પ્રસંગે હમેસાં દરરોજ અમો વાદીઓ વીગરે ઉપરના ત્રવાડી મેવાડા ગોરોને પોતાને જાતે તથા પોતપોતાના યજમાનોને તથા મુરબીઓને સાથે લઇને કોઇની પરવાનગી લીધાવીના એ મંદીરમાં જવાનો તથા ઉપર લખ્યા મુજબ શ્રીનાં દરસન તથા પુજા કરવા તથા કરાવવા તથા ક્રીઆઓ કરવા તથા કરાવવાનો તથા યજમાનો તથા મુરબીઓશ્રીના ચર્ણારબીંદ તથા સજ્યા મંદીર આગળ જે ભેઠ મુકે તે તથા ઉપર લખ્યા પ્રમાણે અમને જે મળવાનુ તે સુધાંત સર્વે અમો ગોરોને લેવાનો હક્ક છે એહેવુ પ્રતીવાદીઓ વીગેરે ઉપર કહેલા સેવકો વિરૂદ્ધ ઠરાવ કરાવી આપો.

૨ બીજો દાવો કે અમો વાદીઓ તથા બીજા ઉપર બતાવેલા ત્રવાડી મેવાડા ગોરોને સદરહુ પેહેલા દાવામાં લખ્યા પ્રમાણે એ મંદીરના અંદરના ભાગમાં દેવની પુજા કરવા તથા કરાવવામાં તથા અમારા યજમાનો જે કાંઇ એ મંદીરમાં આપે મુકે તે અમારા હક્ક મુજબ અમને લેતા અને અમારા હકકોનો

આગાઉ મુજબ ભોગવટો કરતાં પ્રતીવાદીઓ અને ઉપર મુજબના બીજા સેવકો હરકત ના કરે એવો જાથુની તાકીદનો હુકમ આપો.

ઉપર મુજબ બંને દાવા કરીએછીએ કે એ દાવાઓમ માગ્યા મુજબ તથા એ બાબતોમાં કોર્ટને કામનો પ્રકાર જોતાં બીજી જે જે યોગ્ય અને વીસેસ દાદ અપાવવી નજરમાં આવે તે અપાવવાના ઠરાવ સાથે આ કામના ખર્ચ સહીત પ્રતીવાદીઓને બીજા સેવકો વીરૂદ્ધ અમો વાદીઓ વીગરે ત્રવાડી મેવાડા ગોરોના લાભમાં હુકમનામુ કરી આપો.

તા. ૨૫ માહે ફેબ્રુવારી સને ૧૮૮૮ ના રોજ કોર્ટ બેઠી ત્યારે આ કામની સુનાવણી બંને પક્ષકારોના વકીલોની સમક્ષ થતાં કોર્ટ જજમેન્ટમાં લખેલા કારણોથી હુકમ કર્યો જે વાદીઓ વંસપરંપરાના ગોર છે.

(૧) સખડીભોગના દરસનના સમય સીવાયના સમએ જ્યારે જ્યારે નીજમંદીર ઉગાડુ હોય ત્યારે ત્યારે દરસન ચર્ણસ્પર્સ પચાઅમૃત પુજા કેસરસ્નાન અને નોંછાવર કરવા સારૂ તથા તુલસી ચઢાવવા સારૂ તથા રાજભોગ કે સામગ્રી ધરાવવા તથા વસ્ત્ર અને દાગીના ચઢાવવા સારૂ અગર બીજી કોઇ ધર્મ ક્રીયા કરવા સારૂ વાદીઓને નીજ મંદીરમાં જવાનો હક્ક છે.

(૨) સખડીભોગના દરસનના સમય સીવાયના સમએ જ્યારે જ્યારે નીજ મંદીર ઉગાડુ હોય ત્યા ત્યારે સદરહુ કામો સર પોતાના યજમાનો સાથે વાદીઓને નીજ મંદીરમાં જવાનો હક છે અને શ્રીની મૂર્તી આગળ જે સેવક હાજર હોય તેમની પરવાનગી લઇ વાદીઓને પોતાના યજમાનોને સીગાસન ઉપર લઇ જઇ પંચાઅમૃત પુજા તથા કેસરસ્નાન કરવવાનો હક્ક છે અને સુદ્ધ બુધીથી વ્યવસ્થા રાખવાને માટે અગર પુજાની મરીયાદા સાચવવાને માટે એહેવી પરવાનગી આપવાની ના કહેવાની જરૂર હોય તોજ સેવકોથી ના કહેવાય સીવાય ના કહેવાય નહી.

(૩) વાદીઓની સાથે જનાર યજમાંન નીજમંદીરમાં જે કાંઇ તેમના હાથમાં આપે તે લેવાને વાદીઓ હક્કદાર છે પરંતુ તે સીવાય બીજુ કાંઇ તેઓ નીજમંદીરમાં હોય ત્યાં સુધી તેમણે લેવુ નહી.

(૪) સખડીભોગના દરસનના સમય સીવાયના સમયે જ્યારે જ્યારે નીજ મંદીર ઉગાડુ હોય ત્યારે ત્યારે વાદીઓને યજમાનો સહીત અગર તેમના વગર સજ્યા મંદીરનાં દરસન તેહેની જાળી આગળથી કરવાનો હક છે.

પણ સેવકોને સુદ્ધ બુધીથી વ્યવસ્થા રાખવાના તથા પુજાની મરીયાદા સાચવવાના હકકો છે અને તે હકકો વીસે કાંઈ તકરાર નથી તે હકકોને અનુસરીને ઉપરના બધા હકકો વાદીઓને છે.

વાદીઓના ઉપરના બધા હકોનો ઠરાવ આ હુકમનાંમાંથી કરવામાં આવે છે અને આ હુકમનાંમાથી પ્રતીવાદીઓને મનાઈ કરવામાં આવે છે. કે તેઓએ વાદીઓના બધા ઉપર કહેલા હકોને કોઇપણ રીતે હરકત કરવી નહી અગર તે ખંડીત ન કરવા નહી.

આ પ્રમાણે વાદીઓના લાભમાં ખર્ચ સહીત હુકમનામુ કર્યું.

ખર્ચની તપસીલ.

૬૨૫–૧૪–૩ વાદીઓનું ખર્ચ

૩૦૭–૦–૦ વાદીઓની અરજી વીગેરેની કોર્ટ ફીના

૧૨૬–૧૦–૦ પ્રોસેસ ફીના

૫૫––૬–૦ ખોરાકના

૯–૧૪–૩ નકલોની ફીના

૧૨૭––૦–૦ વકીલની ફીના

૫૯૭–૧૨–૯ પ્રા. વાદી. નારણ મુલજી સીવાયના પ્રતીવાદીઓનું ખર્ચ

૮૯––૦–૦ વકીલનામા વીગરેની કોર્ટ ફીના

૧૯૮—૦—૦ પ્રોસેસ ફીના

૧૨૬—૪—૦ ખોરાકના

૭૪—૮—૯ નકલોની ફીના

૧૨૭—૦—૦ વકીલની ફીના

એ રીતે ખર્ચ થયું છે.

આજ તા. ૨૫ માહે ફેબ્રુવારી સને ૧૮૮૮ ના રોજ મારી સહી અને કોર્ટનો સીક્કો કરીને આપ્યુ.

દયારામ ગીદુમલની
ઇંગ્રેજીમાં સહી.
આ. આ. જજજ

સીક્કો.

આ નકલની પાંચમી સાઇડની સોળમી સતરમાં એક હરફને લેકાર મારી છે.

આ નકલ કરનાર ફી. કા. ઓલાદઅલી અકબરઅલી
રજુ કા. મગન દોલતચંદ.

ઇંગ્રેજીમાં સહી
દફતરદાર

સરટીફીકટ લખી આપવામાં આવે છે કે આ ખરી નકલ છે

અમદાવાદ
ડીસ્ટ્રીકટ કોર્ટનો
સીક્કો.

આજતા ૧૬ માહે ડીસેમ્બર સને ૧૮૯૫
ઇંગ્રેજીમાં સહી.
કલાર્ક ઓફ. ધી. ડી. કોર્ટ અમદાવાદ.

ઇયાદી અરજી નં. ૧૮ સને ૧૮૮૭ ના કાંમમાં બીજા જે વાદીઓને હીત છે તેના નાંમની ઇયાદી નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧ જેઠારાંમ ગંડુરાંમ | ૨ કેવળ ગંડુરાંમ |
| ૩ ગોપાલ ગંડુરાંમ | ૪ નાગેશ્વર સદારાંમ |
| ૫ રાંમશંકર ઇશ્વર | ૬ ભવાંનીશંકર રૂપરાંમ |
| ૭ લલ્લુ રૂપરાંમ | ૮ તરભોવંન રૂપરામ |
| ૯ ઊત્તમરાંમ મોરલીધર | ૧૦ ભાઇશંકર જીવરાંમ |
| ૧૧ આદીતરાંમ ગોવીંદરાંમ | ૧૨ વેણીરાંમ ભગવાંન |
| ૧૩ નાથા નારણજી | ૧૪ ભવાનીશંકર નારણજી |
| ૧૫ નારણ બેહેચર | ૧૬ અભેરાંમ નરભેરાંમ |
| ૧૭ પીતાંબર પરજારાંમ | ૧૮ નાથાભાઈ ખુસાલ |
| ૧૯ લખમીરાંમ આશારામ | ૨૦ નાથાભાઈ ભગવાન |
| ૨૧ ગોરધન ગંગારાંમ | ૨૨ અમૃતરાંમ મોતીરામ |
| ૨૩ ગણપત ગરબડ | ૨૪ ગેહેલાભાઇ રજારાંમ |
| ૨૫ નાથા બેહેચર | ૨૬ હરગોવંન તરભોવન |
| ૨૭ કેવળ શંકર | ૨૮ આદિતરાંમ ગેહેલા |
| ૨૯ દેવશંકર ગેહેલા | ૩૦ માધવ પરશુરાંમ |
| ૩૧ ભુલા ગબડ | ૩૨ જેઠારાંમ ઇશ્વર |
| ૩૩ નારણજી કેવળરાંમ | ૩૪ ગોપાલ હીરજી |
| ૩૫ લક્ષ્મીરાંમ હીરજી | ૩૬ લલ્લુ હરજીવંન |
| ૩૭ પીતાંબર નરભેરાંમ | ૩૮ ગટરભાઈ કેવળરાંમ |
| ૩૯ પરસોતમ ઉત્તમરાંમ | ૪૦ અંબારાંમ મોતી |
| ૪૧ નાથા અનોપરાંમ | ૪૨ આશારામ અનોપરાંમ |
| ૪૩ દામોદર મયારાંમ | ૪૪ વનમાળી સારાભાઇ |
| ૪૫ નરસઇ વેણીરાંમ | ૪૬ જેશંકર ભવાનીશંકર |
| ૪૭ લક્ષ્મીરાંમ કુરણાશંકર | ૪૮ જેશંકર રણછોડ |

૪૯ નાથા અભેરાંમ
૫૦ છગન અભેરાંમ
૫૧ મોરલીધર જગજીવ
૫૨ વેણીરાંમ ભવાનીશંકર
૫૩ ગરબડ ઉત્તમ
૫૪ ગણપત પરભુરાંમ
૫૫ લલ્લુ નારણજી
૫૬ નાથજી ખુશાલ
૫૭ હરજીવન ગેહેલા
૫૮ મોતી ગેહલા
૫૯ હરીલાલ મુલજી
૬૦ પરસોતમ મુલજી
૬૧ દામોદર પીતાંબર
૬૨ નાથા ભગવાન
૬૩ છગનલાલ અનોપરાંમ
૬૪ નરભેરાંમ ગોવીંદરાંમ
૬૫ ગરબડ સેવકરાંમ
૬૬ હરીલાલ સેવકરાંમ
૬૭ છગન ગેહેલાભાઈ
૬૮ સીવરાંમ ગણપત
૬૯ દામોદર હરીભાઈ
૭૦ ગરબડ કેશવ
૭૧ પરસોતમ ગણપત
૭૨ ઉત્તમરાંમ બહેચર
૭૩ ગણપત બાપુજી
૭૪ મંગળ રણછોડ
૭૫ કાલીદાસ વેણીરાંમ
૭૬ રણછોડ વેણીરાંમ
૭૭ મોતી સુંદરજી
૭૮ સોમેશ્વર ભીખા
૭૯ દાશીરાંમ વસ્તા
૮૦ રણછોડ શીવરાંમ
૮૧ ગોવરધન રૂગનાથ
૮૨ છોટાલાલ અંબારાંમ
૮૩ લલ્લુ પીતાંબર
૮૪ નથુ ગોવીંદરાંમ
૮૫ છગન જગજીવન
૮૬ ભવાનીશંકર નરસઈ
૮૭ મનસુખ ગરબડ
૮૮ દુરગાશંકર મહાશંકર
૮૯ કાલીદાસ રણછોડ
૯૦ ભુલાભાઈ ગેહેલાભાઈ
૯૧ રણછોડ ઉર્ફે રામચંદ્ર કુબેર
૯૨ ગોપાલ હીરજી
૯૩ છોટાલાલ રણછોડ
૯૪ લલ્લુ રણછોડ
૯૫ મુલજી બહેચર
૯૬ પીતાંબર નથુ
૯૭ ભલા વેણીરાંમ
૯૮ નાથા ઉત્તમ
૯૯ બાપુજી અનોપરાંમ
૧૦૦ લલ્લુ અનોપરાંમ

૧૦૧ પીતાંબર ઉત્તમ ૧૦૨ જેશંકર ઉત્તમ
૧૦૩ સોમેશ્વર દુલ્લવરાંમ ૧૦૪ આસારાંમ દુલ્લવરાંમ
૧૦૫ મુલજી મંછારાંમ ૧૦૬ છગનલાલ રાજારાંમ
૧૦૭ બાપુજી રાજારાંમ ૧૦૮ સેવકરાંમ રાજારાંમ
૧૦૯ અમરતરાંમ દલપત ૧૧૦ નાથા બાપુજી
૧૧૧ ખુસાલ હરીભાઈ ૧૧૨ જેશંકર હરીભાઈ
૧૧૩ પરસોતમ દયારાંમ ૧૧૪ દલપત દામોદર
૧૧૫ સોમેશ્વર દામોદર ૧૧૬ જેઠારાંમ ગોકલ
૧૧૭ છગનલાલ ઇચ્છારાંમ ૧૧૮ મઠુરાશંકર ઇચ્છારામ
૧૧૯ રણછોડ ઇચ્છારાંમ ૧૨૦ બેહેચર જગનેશ્વર
૧૨૧ નાગેશ્વર દલસુખ ૧૨૨ ગણપત નથુરાંમ
૧૨૩ સોમેશ્વર ગોપાલ ૧૨૪ રેવાશંકર ગોપાલ
૧૨૫ જેઠારાંમ નથુ ૧૨૬ ભુલાભાઈ સીવરાંમ
૧૨૭ નારણ સીવરાંમ ૧૨૮ ભુલા દેવશંકર
૧૨૯ કાશીરાંમ કુબેર ૧૩૦ રાજારાંમ પીતાંબર
૧૩૧ બેહેચર પીતાંબર ૧૩૨ લક્ષ્મીરાંમ પીતાંબર
૧૩૩ કુરણાશંકર મયાશંકર ૧૩૪ જીવરાંમ આદીતરાંમ
૧૩૫ મનસુખ ઉત્તમરાંમ ૧૩૬ પ્રાણજીવન જગજીવન
૧૩૭ પુજા બાપુજી ૧૩૮ મગનલાલ મુલજી
૧૩૯ છોટાલાલ જગજીવન ૧૪૦ શંકર બહેચર
૧૪૧ પરસોતમ સાંમળ ૧૪૨ પ્રેમાનંદ નરસંઇ
૧૪૩ જેઠારાંમ સેવકરાંમ ૧૪૪ બાપુજી રાંમશંકર
૧૪૫ બાલાજી શીવશંકર ૧૪૬ દેવશંકર અંબાશંકર
૧૪૭ બાપુજી કુબેરદત ૧૪૮ ઉત્તમ ઇશ્વર
૧૪૯ અનોપરાંમ ઇશ્વર ૧૫૦ આદીતરાંમ ભોગીલાલ
૧૫૧ ગરબડ સેવકરાંમ ૧૫૨ નાથા હરજીવન

૧૫૩ દેવશંકર પ્રેમાનંદ
૧૫૪ ધનેશ્વર જેશંકર
૧૫૫ છગનલાલ જેશંકર
૧૫૬ કેશવલાલ મોતીલાલ
૧૫૭ ગવરીશંકર ત્રીભોવન
૧૫૮ માહાશંકર લખમીરાંમ
૧૫૯ છોટાલાલ નારણજી
૧૬૦ નરસઇ નારણજી
૧૬૧ સોમેશ્વર શીવરામ
૧૬૨ નાથા ફુલચંદ
૧૬૩ મોરલીધર ઇશ્વર
૧૬૪ ગોરધન દુલભરાંમ
૧૬૫ મોરલીધર ભગવાન
૧૬૬ બાપુજી કાશીરાંમ
૧૬૭ ત્રીભોવન કાશીરાંમ
૧૬૮ કુબેર જેઠારાંમ
૧૬૯ નરસઈ ભાંણા
૧૭૦ માહાશંકર જોઇતારાંમ
૧૭૧ રણછોડ દાભાઇ
૧૭૨ નારણ રાંમશંકર
૧૭૩ મનસુક મોતીરાંમ
૧૭૪ બાપુજી ત્રીભોવન
૧૭૫ ગરબડ મયારાંમ
૧૭૬ નરભેરાંમ મંછારાંમ
૧૭૭ સદારાંમ જીવરાંમ
૧૭૮ અંબારાંમ વેણીરાંમ
૧૭૯ કાશીરાંમ ગોપાલજી
૧૮૦ નાથા પરભુરાંમ
૧૮૧ અનોપરાંમ ઉતમરાંમ
૧૮૨ શંકર રૂગનાથ
૧૮૩ મોતીરાંમ રૂગનાથ
૧૮૪ બકોર શીવરાંમ
૧૮૫ તુળજારાંમ જેઠારાંમ
૧૮૬ કેશવ કુબેર
૧૮૭ છગન દયાશંકર
૧૮૮ એભેરામ દયાશંકર
૧૮૯ નાથા દયાશંકર
૧૯૦ મગન જેઠારાંમ
૧૯૧ રણછોડ ધનેશ્વર
૧૯૨ ખુશાલ દયાશંકર
૧૯૩ દયાશંકર રણછોડ




દયારામ ગીદુમલની
ઇંગ્રેજીમાં સહી
આ. આ જડજજ.

## સેવકોનું લીષ્ટ–

ઇયાદી અરજી નંબર. ૧૯ સને ૧૮૮૭ ના કામમાં બીજા જે પ્રતીવાદીઓને હીત છે તેના નામની ઇયાદી–

નીચે મુજબ–

### ખેડાવાલની તપસીલ.

૧ ઊતમરામ જીવરાંમ — ૨ કુબેર દયારાંમ
૩ લીલા પરસોતમ — ૪ છગન દાજી
૫ જેઠારાંમ દાજી — ૬ અનોપરાંમ જેએભાઇ
૭ કેસવ જેએભાઇ — ૮ કાલીદાસ હરીભાઇ
૯ નરોતમ દાજી — ૧૦ ગરબડ પરસોતંમ
૧૧ હરીલાલ પરસોતંમ — ૧૨ ગણપત જેએભાઇ
૧૩ સીવરાંમ રાજારાંમ — ૧૪ કસનદાસ શીવરામ
૧૫ મોતી ભવાંનીશંકર — ૧૬ બઇ ભાગીરથી પ્રેમાનંદ મહાદેવની વીધવા.
૧૭ ભાઉ જેએભાઇ — ૧૮ અનોપરાંમ જેએભાઇ
૧૯ બાઈ. પરધાંન. ગરબડ રણછોડની વિધવા.
૨૦ રાંમચંદ્ર જેએશંકર — ૨૧ ઊમીઆશંકર લખમીરાંમ
૨૨ ભલા કલાંણ — ૨૩ દાદાભાઇ વેહેલાભાઇ
૨૪ બઇ. પારવતી દાંમોદર નથુની વીધવા
૨૫ ચુનીલાલ સેવકરાંમ — ૨૬ નરોતમ પરસોતંમ
૨૭ ક્રશનારાંમ નારણજી — ૨૮ દામોદર વેણીરાંમ
૨૯ નારણ દામોદર — ૩૦ મોતીલાલ ચત્રુભુજ
૩૧ મણીલાલ ચુનીલાલ — ૩૨ મગન જીવરાંમ
૩૩ માણેકલાલ દાંમોદર — ૩૪ ગોરધન સીવરાંમ

૩૫ નાથા બાપુજી
૩૬ સુભરાય પરસોતંમ
૩૭ કાલીદાસ ગંગારાંમ
૩૮ નરોતમ લખમીરાંમ
૩૯ બઇ. ઇછા મયારાંમ જગનાથની વીધવા
૪૦ દાંમોદર સીવરાંમ
૪૧ છગન કુબેર
૪૨ નારણ મયારાંમ
૪૩ રણછોડ વંકેશ્વર
૪૪ સીવરાંમ વંકેશ્વર
૪૫ બાપુજી સીવરાંમ
૪૬ રાંમચંદ્ર રવીદત
૪૭ મુલજી રામચંદ્ર
૪૮ રાંમચંદ્ર નાથાભાઈ
૪૯ બઇ. ગંગા. સુભરાય મયારાંમની વીધવા
૫૦ બાપુજી રામચંદ્ર
૫૧ બાઇ. જવેર. પ્રભુરાંમ જગનાથની વીધવા

## શ્રી ગોડ બ્રાહ્મણની તપસીલ.

માણેકલાલ કાલીદાસ
૨ બઈ. ગંગા મુગટરામ કાલીદાસના વીધવા.
૩ છગન દયારામ
૪ બઈ. જમના મગન ગોરધનની વીધવા
૫ બઇ. જીવી. ઊતમ દયારાંમની વીદવા.
૬ બાપાલાલ સીવરામ

## તપોદનની વીગત—

૧ નાથાભાઇ નાનાભાઈ
૨ ગોરધન વલવ
૩ લલુ રણછોડ
૪ લાલા કાલીદાસ
૫ ચુનીલાલ કાલીદાસ
૬ નારણ મુલજી
૭ મોતી ઊતમરાંમ
૮ છોટાલાલ કાલીદાસ
૯ નાથા ગંડુભાઈ
૧૦ સોમા ત્રીભોવન
૧૧ મનસુખ ઘહેલા
૧૨ મગન વેણીરામ

૧૩ વીશ્વનાથ વેણીરામ
૧૪ ગોકલ વેણીરામ
૧૫ હરજીવન વેણીરામ
૧૬ મોતી બાપુજી
૧૭ કોહર નથુ
૧૮ રામચંદ્ર હરજીવન
૧૯ બાપુજી હરજીવન
૨૦ બઇ નવી. સોમારામ જેઠીરામની વીધવા
૨૧ બઇ. ઊજમ. હરીલાલ ગંડુના વીધવા.
૨૨ ગોરધન ગંડુ
૨૩ બાઈ. ઝવેર માણેકલાલ ગોરધનની વીધવા.
૨૪ રણછોડ ગોરધન
૨૫ બાઈ. માહાકોર કીરપારામ ઊદેરામની વીધવા
૨૬ ગીરધર લખમીરામ
૨૭ હરીલાલ આદીતરામ
૨૮ પરસોમ અનોપરામ
૨૯ જીવરામ બાપુજી
૩૦ બાલા મનસુખ
૩૧ બેહેચર મનસુખ
૩૨ સુભરાય આદીતરામ
૩૩ ગોરધન ગણપત
૩૪ આદીતરામ લખમીરામ
૩૫ જીવા જેશંકર
૩૬ છગન માધવ
૩૭ બાઈ. દીવાળી. મગન જગનનાથની વીધવા
૩૮ કુરણાશંકર આદીતરામ
૩૯ બાઇ. આદત મુગટ ઊદેરામની વીધવા.
૪૦ માહાશંકર મુલજી
૪૧ અંબાલાલ પીતાંબર
૪૨ નરોતમ મુલજી
૪૩ અમરતરામ મુલજી
૪૪ નાથા લાલભાઇ
૪૫ બાપુજી હીરજી
૪૬ પરસોતમ મુલજી
૪૭ દેવશંકર અમરતરાંમ
૪૮ ગોવીંદરાંમ હીરજી
૪૯ મુલજી ત્રીભોવન
૫૦ રાંમચંદ્ર અમરતરાંમ
૫૧ છગન મોતી
૫ બાઈ નવી નથુ ભગવાનની વીધવા.

૫૩ બેહેચર માધવ
૫૪ ગીરધર રણછોડ
૫૫ માણેકલાલ રણછોડ
૫૬ દેવશંકર છગન
૫૭ માણેકલાલ નાથાભાઇ
૫૮ અમરલાલ નાથાભાઇ
૫૯ ગીરજાશંકર મુલજી
૬૦ જીવા છગનબીન બેહેચર
૬૧ છોટાલાલ લખમીરામ
૬૨ બાઇ. નવી. દામોદર દેવરામની વીધવા.




દયારામ ગીદુમલની
ઇગ્રેજીમાં સહી
આ. આ. જજજ

પ્રતીવાદીઓ ( સેવકો ) ઉપર બજાવેલી
નોટીસની નકલ

## ગુજરાતી.

અમદાવાદ ડી. ના આ. જડજ સાહેબની કોરટમાં
અરજી નંબર ૧૮ સને ૧૮૮૭
દરખાસ નંબર ૫ સને ૧૮૮૭
વાદી–પંડયા પરજારામ હીરજી વીગરે
પ્રતિવાદી–કૃષ્ણરાંમ દયારાંમ વીગરે
દાવો રૂ. ૫૩૫૦–૦–૦

પ્રતિવાદી ૧ કૃષ્ણરાંમ દયારાંમ ૨ બાપાલાલ બેહેચર ૩ બાપુજી ગંગારાંમ ૪ દાજી ઉમેદરાંમ ૫ દયારાંમ જગનનાથ ૬ લાલાજી જેભાઇ ૭ અનોપરાંમ ઉદેરાંમ ૮ રાંમચંદ્ર મંછારાંમ ૯ અમરતરાંમ ઉતમરાંમ ૧૦ ભુલાભાઇ ત્રીભોવન ૧૧ જીવરાંમ

અંબારાંમ મુલજી ભુલા ગુજર્યા છે તેના વારસી ૧૨ નારણ મુલજી રહેવાસી સ્વસ્થાંન ડાકોરનાને માલુમ થાયજે—

શહરહુ નંબરના કાંમમાં વાદીઓના લાભમાં તારીખ ૨૫ મી ફેબ્રુઆરી સને ૧૮૮૮ ના રોજ હુકમનામુ કરવામાં આવ્યું છે. અને તે કામમાં વાદીઓના જે હકો ઠરાવવામાં આવ્યા છે તે હકોને કોઈ પણ રીતે તમારે હરકત કરવી નહી. અગર તે ખંડીત કરવા નહી એવી મનાઈ સદરહુ લખેલા હુકમનાંમામાં તમને કરવામાં આવી છે. સબબ તમને આ નોટીસથી તક, દયાને ચોગવાઈ આપવામાં આવે છે કે તમારે તા. ૭ મી માહે મે સને ૧૮૮૮ ની દરમ્યાનમાં અથવા તે તારીખ પહેલાં સદરહુ લખેલા હુકમનામાની તમામ સરતો માન્ય કરવી અગર એ પ્રમાણે નકી કરવામાં આવે તો કાયદા પ્રમાણે ઈલાજ લેવામાં આવશે.

આજ તા. ૧૮ માહે અપ્રેલ સને ૧૮૮૮ ના રોજ મારી સહી અને કોરટનો સીક્કો કરીને આપી.




ઇંગ્રેજીમાં સહી.
દયારામ ગીદુમલ આ. આ. જડજ.
અમદાવાદ.

## આજમ નાજર.

આ નોટીસનો અમલ પ્રતીવાદીઓ ઉપર કરવો અને જો તેમાંનો કોઈ ના મળે તો નંબર ૧ થી નંબર ૧૧ સુધીના પ્ર. વા. ઓ ઉપરની નોટીશની નકલો તેમના વકીલ મી. નરશેરાંમ રૂગનાથદાસને આપવી ને આ નીચે રીપોર્ટ કરવો. તા. ૧૮ મી એપ્રીલ સને ૧૮૮૮

ઇંગ્રેજી સહી
દયારામ ગીદુમલ. આ. આ. જડજ
અમદાવાદ.

હુકમ મુજબ અમલ કરવામાં આવ્યો હતો.

અપીલ જવાબની નકલ

મુંબઇની નામદાર સદકારની હાઇકોરટમાં

અપીલ નંબર ૩૬ સને ૧૮૮૮

અપીલ કરનારા કાલીદાસ જીવરાંમ અને બીજા મુળ પ્રતીવાદીઓ.

જવાબદાર પંડયા. પરજારાંમ હીરજી વીગેરે. મુળ વાદીઓ.

દાવો રૂ ૫૩૫૦ માટે.

ઉપરના નામવાળા જવાબદારો નીચેનાં કારણોસર નીચલી કોરટના ફેસલા ઉપર વાંધો લેછે.

૧ શેવકો એક નવો ભોગ નામે સખડીભોગ દાખલ કરીને જવાબદારોને પોતાને અગર તેમના યજમાનોને તે ભોગવખતે દરસન લેતાં અટકાવે, અગર આવી પરવાનગી માટે કંઇ ફી લેઈસકે, તેમ માનવામાં નીચલી કોર્ટે ભુલ કરી છે.

૨ સખડીભોગ વખતે અને સઘળા નવા અગર જુના ભોગો વખતે, જ્યારે જ્યારે નીજમંદીર ઉઘાડુ હોય અગર પુર્વના વહીવટથી ઉઘાડું રહેવું જોઇએ તે સઘળા પ્રસંગે

દરેક ગોરને અને યજમાનને દરસન લેવાનો હક છે એમ ન માનવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૩ જે જે વસ્તુઓ લેઇને યજમાનો મંદીરની આસપાસ ફરે (પ્રદક્ષિણા કરે) તે લેવાનો ગોર જવાબદારોને હક નથી અને તે ભંડારમાં જવી જોઇએ, એમ માનવામાં નીચલી કોર્ટની ભુલ થઇ છે.

૪ તોલા વખતે બાધાના છુટકારા તરીકે અપાતા પૈસા અગર વસ્તુઓ ઉપર જવાબદાર ગોરોને હક નથી એમ માનવામાં નીચલી કોર્ટે ભુલ કરી છે.

૫ સેવકોનો લાગો બાદ કર્યા પછી તેમના પોતાના હક તરીકે રાજભોગ ઉપર જવાબદાર ગોરનો હક છે એમ નહી પણ માત્ર યજમાનોના એજન્ટ (પ્રતિનીધી) તરીકે હક છે એમ માનવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૬ નીજમંદીરમાં ભેટ તરીકે શ્રી રણછોડરાયજીના ચરણમાં મુકાતી વસ્તુઓ ઉપર જવાબદાર ગોરોને હક નથી એમ માનવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૭ યજમાનો સાથે અગર તેમના વગર નીજમંદીરમાં પેસવાને અને દરસન કરવાને સેવકોની માફક ગોર જવાબદારોને હક નથી એમ માનવામાં નીચલી કોરટની ભુલ છે.

તા. ૧૧ મી જુન સને ૧૮૯૮

(સહી. ઇં.) માહાદેવ ચીમનાજી

આપટે.

(વકીલ)

# ગુજરાતી,

## મુબાઇની ન્યાયિકારી હાઈકોર્ટમાં.

બુધવાર તા. ૮ મી અકટોમ્બર સને ૧૮૯૦

અવલ હુકમનામા ઉપર અપીલ નંબર. ૩૬ સને ૧૮૮૮

૧ કાલીદાસ જીવરાંમ મૈયતની (વતી તેના દીકરા તથા વારસ માણુકલાલ તથા દામોદર સગીરની વતી તેમની વાલી તેમની મા બાંનજી તથા બીજા( ૨ ) ક્રુષ્ણ રાંમ દયારાંમ ( ૩ ) બાપાલાલ બેહેચર ( ૪ ) બાપુજી ગંગારાંમ ( ૫ ) દાજી ઉદેરાંમ ( ૬ ) દયારાંમ જગન્નાથ ( ૭ ) લાલાજી જેભાઇ ( ૮ ) અનોપરાંમ ઉમેદરાંમ ( ૯ ) રાંમચંદ્ર મંછારાંમ ( ૧૦ ) અમૃતરાંમ ઉત્તમરાંમ ( ૧૧ ) જેઠા વેણીરાંમ મૈયત ( ૧૨ ) ભુલાભાઇ ત્રીભોવન ( ૧૩ ) જીવરાંમ અંબારાંમ ( ૧૪ ) મુલજી ભુલા મૈયતની વતી તેનો વારસ નારણુ મુલજી તથા બીજા ૧૧૯ આંક ૬ ની યાદી મધ્યે જણાવ્યા પ્રમાણે અમદાવાદ ડીસ્ટ્રીકટના ( અવલ પ્રતિવાદી અપીલેટંસ જુઓ કોર્ટનો હુકમ આંક ૧૦૨

વિરૂદ્ધ.

૧ ગોર પરશારાંમ હીરજી ૨ ગોર ગીરજાશંકર ઊદેશંકર ૩ ગોર વિશ્વનાથ બાપુજી ૪ ગોર આદીતરાંમ બેહેચર ૫ હરજીવનજી જેઠારાંમ ૬ રાંમશંકર બાપુજી ૭ પરસોતમ બાપુજી ૮ સીવરાંમ રાજારાંમ ૯ અમૃતરાંમ ઊત્તમરાંમ ૧૦ મોતીરાંમ ઈશ્વર ૧૧ હરગોવન રાંમશંકર ૧૨ રણુછોડ રઘનાથ ૧૩ બાપાલાલ ભગવાંન તથા બીજા ૧૯૫ અંક ૫ ની યાદીમાં જણાવ્યા પ્રમાણે અમદાવાદ ડીસ્ટ્રીકટના ( અવલ વાદીઓ. ) રીસ્પોન્ડન્ટસ.

દાવો રૂ. ૫૩૫૦-૦-૦

નીચલી કોર્ટના ઠરાવ ઉપર આ કોર્ટમાં અપીલ થયાથી આ કોર્ટ નીચે પ્રમાણે હુકમ કરે છે.

જોડેનાં ફેંસલનામામાં જણાવેલાં કારણોસર છાપેલાં હુકમ નામાની ૩ જી લીટીમાંથી "કબુલ રાખેલા" તથા સુદ્ધ બુદ્ધિથી એ શબ્દો તથા જે ત્રણ જગ્યાએ ("સખડીભોગના દરસનના વખત શીવાય"), એ શબ્દો આવે છે એ ત્રણ જગ્યાએથી તે શબ્દો તથા "પુજાનો બંદોબસ્ત તથા મરીયાદા સાચવવા માટે એ પ્રમાણે રજા આપવાની ના પાડવાની શુદ્ધ બુદ્ધિથી જરૂર જણાય તે સીવાય તે રજા આપવાની ના પાડવી નહી" એવા હુકમનામાના રજા ફકરામાંના શબ્દો નીચલી કોર્ટના હુકમનામા માંથી કાહાડી નાંખીને આ કોર્ટ નીચલી કોર્ટના હુકમનામાને સુધારે છે બાજી બધી બાબતમાં (આ કોર્ટ) તે હુકમનામુ કાયમ રાખે છે.

આ અપીલનો ખર્ચ દરેક પક્ષકારે પોતપોતાનો ખમવો.

તા. ૮ અકટોમ્બર સને ૧૮૯૦

(સહી) એચ. બર્ડવુડ.

(સહી) એચ. જે. પારસન્સ.

આ કોર્ટમાં ખરચ થયો તેની વીગત.

૨૯૫—૦-૦ અપેલેન્ટને થયોતે
૧—૮-૦ સ્ટાંપ અપીલ ની યાદીને
૪—૦-૦ સ્ટાંપ હુકમનામા તથા જજમેન્ટની નકલોનો
૫૨—૦-૦ સ્ટાંપ બે વકીલાતનાંમાના
૩૮-૧૫ ૬ ભથુ નોટીસનુ
૧૨૭—૦-૦ લખામણીની ફી બાબત
વકીલની ફી

૫૧૮-૭-૬

રેસ્પોન્ડેન્ટ'સને થયો તે

૪-૦-૦ સ્ટાંપ ૨ વકીલાતનાંમાનો

૧૨૭-૦-૦ વકીલની ફી

---

૧૩૧-૦-૦

(સહી) એ. કે ઓલીવર

ડેપ્યુટી રજીસ્ટ્રાર

મોહોર

(સહી) એ. કે. ઓલીવર

ઇંગ્રેજીસહી

મોહોર કરનાર

તા. ૮ માહે અકટોમ્બર સને ૧૮૯૦

લખ્યુ-ભગવાનદાસ ગોપાળદાસ

મુ. ગબાભાઇ વલભરાંમ

ઇંગ્રેજીસહી

આસી. સીરસ્તેદાર

મુંબાઇ
હાઇકોર્ટનો
સીક્કો.

ખરી નકલ

ઇંગ્રેજીસહી

ડેપ્યુટી રજીસ્ટ્રાર

ઇંગ્રેજીસહી

મોહોર કરનાર

તા. ૨૮ માહે નવેમ્બર સને ૧૯૦૩

# ભાગ ૩

ત્રાંબેકર હાલનુ મોટુ મંદીર બંધાવી ડાકોર અને કંજરી બંને ગાંમનો સ્વસ્થાંનનો વહીવટ પોતે ચલાવતા અને મંદીરનો નીમનોકી ખર્ચ આપતા ને દેખરેખ રાખતા.

(ગોરો ત્રવાડી મેવાડા બ્રાહ્મણો) પોતાની યજમાનવ્રતીનુ કાંમ નિષ્ટાપૂર્વક ચલાવતા હતા.

સેવકો (તપોદન ખેડાવાળ ને સીગોડ બ્રાહ્મણો) દેવની સેવા પુજા કરતા ને મંદીરની વ્યવસ્થા સાચવવામાં ભાગ લેતા હતા.

આ પ્રમાણે વહીવટ ચાલતો હતો તેમાં સેવકો મંદીરની વ્યવસ્થા બરોબર કરતા નથી અને દેવની મીલકત તફરકે થાય છે વીગરે કારણો બતાવી ત્રાંબેકરે પોતાની સાથે સમંતીમાં ગોરોને સાંમેલ રાખી સેવકો વિરૂદ્ધ સરકારમાં અરજ ગુજારી દાદ માગી તેના સરકારી ઠરાવો નીચે મુજબ થયા—

## ઇંગ્રેજીનુ ગુજરાતી.

અમદાવાદ ડી. કોરટના જડજ મે. એસ. એચ. પ્રીલ પોટસ સાહેબે ચુકાવેલો ફેંસલો અમદાવાદ નંબર ૨૩ સને ૧૮૮૦ ના ઉપર

અપીલ.

મુંબાઇની ન્યાયા અધીકારી હાઇકોર્ટ મધે

મંગળવાર તા. ૩ મે સને ૧૮૮૫

અવલ હુકમનામાં ઊપર અપીલ નંબર ૧૯ સને ૧૮૮૩ ની

અપેલેન્ટ ૧–મનોહર ગણેશ ત્રાંબેકર ૨ મુલજી રાજારામ ૩ પરસોતમ ઉતમરાંત ૪ નાથજી ભગવાંન ૫ પરસોતમ બાપુજી અમદાવાદ ડીસ્ટીકટના અવલ વાદીઓ.

વિરૂદ્ધ.

રેસપોન્ડેન્ડ ૧ લક્ષ્મીરાંમ ગોવીદરાંમ મૈયતનો વારસ છોકરો છોટાલાલ સગીરની વાળી તેની મા બાઈ દીવાળી ૨ છગન મોતીરાંમ ૩ રામચંદ્ર મંછારાંમ ૪ અનોપરાંમ ઉદેરાંમ ૫ ગોવરધન ગંગારાંમ ૬ પરસોતમ અનોપરાંમ ૭ લલુ રણછોડ ૮ નાથાભાઈ ગંડુરાંમ ૯ બેહેચર માધવરાંમ ૧૦ અમૃતરાંમ નાનાભાઈ મૈયત તેનો વારસ તેનો ભત્રીજો ૧૧ છગનલાલ દયારામ ૧૨ કુશ્યારાંમ દયારાંમ ૧૩ ભોગીલાલ ગોરધન ૧૪ કાળીદાસ જીવરાંમ મૈયત તેની વતી તેના છોકરા માણેકલાલ તથા દામોદર એઓમાંનો છેલ્લો સગીર હોવાથી તેની વતી તેનો વારસ ભાઈ માણેકલાલ ૧૫ બાપાલાલ બેહેચરભાઈ ૧૬ દયારાંમ જગન્નાથ ૧૭ દાજી ઉમેદરાંમ ૧૮ કેશવરાંમ જેભાઈ ૧૯ બાપુજી અંગારાંમ ૨૦ દામોદર વેણીરાંમ ૨૧ શીવરાંમ રાજારામ ૨૨ અનોપરાંમ માંણેકજી ૨૩ ગરબડ પરસોતમ અમદાવાદ ડીસ્ટીકટના (, અવલ પ્રતીવાદીઓ. )

નીચલી કોર્ટના હુકમનામા ઉપર આ કોર્ટમાં અપીલ દાખલ થવાથી આ કોરટ નીચે પ્રમાણે હુકમ કરે છે.

આ સાથે જોડેલાં ફેંસલનામામાં આપેલાં કારણોસર આ કોરટ ડીસ્ટીકટ કોરટનુ હુકમનામુ ફેરવે છે. અને એવો હુકમ કરે છે કે આ મુકરદમાનો તથા અપીલનો ખર્ચ પ્રતીવાદીઓએ ખમવું ડીસ્ટ્રીકટ જડજની નજરમાં જેમ આવે તેમ તેણે મંદીરની મીલકત જાળવવા માટે તેની સેવામાં હરકત થયા વગર રી-

સીવર નીમવાની અથવા બીજી રીતની તજવીજ કરવી તેણે તે મંદીરની મીલકતનો તથા આવક તથા ખર્ચનો હીસાબ લેવો. આ આવક તથા ખર્ચનો હીસાબ સને ૧૮૭૨ ની સાલથી લેવો અને જે મીલકત તે વખત મોજુદ હતી એવું મુકરર થાય એવી મીલકતથી તે ( હીસાબ ) લેવાનું સરૂ કરવું. જે મીલકત તરફે કરી હોય તથા સ્વસ્થાનની જે રકમો સેવકો તથા બીજા લોકો તથા તેઓમાંથી કોઇપણ પાસે લેહેણી હોય તે વસુલ કરવા સારૂ તેણે ગટતો હુકમ કરવો.

સ્વથાનના ઠરેલા રવાજનો તથા સેવકોની તથા તવ સંબંધી બીજા લોકોની સ્થીતીનો યોગ્ય વીચાર કરીને મંદીરનો તથા તેની થાપણનો હવે પછી કેમ વહીવટ કરવો એ વીસે તેણે એક યોજના ઘડી કાઢવી.

સેવટ ( એવો હુકમ કરવામાં આવે છે કે ) પેદાસમાં વધારો રહેસે કેમજણાય અને તે વધારો ટકી અથવા કાયમ રહી શકે તેમ વ્યાજબી રીતે ધારવામાં આવે તો એ વધારાની અથવા તેના કાંઇ અંશની સ્વસ્થાંનના સાધારણ હેતુને અનુકુળ થાય એવી વ્યવસ્થા કરવા સારૂ તથા સેવકો કે ગણેસ મનોહર ઉપર પ્રતીવાદી તરીકે જે દાવો કર્યો હતો તે દાવા ઉપર જે અપીલ થઈ હતી તે અપીલ ઉપર જે સ્પેસીયલ અપીલ નંબર ૪૬૮ સને ૧૮૭૦ ની થઈ હતી ( સને ૧૮૭૪ ના છાપેલા જજમેન્ટ પાનું ૨૫૮ ) તેમાં જે આ કોર્ટના હુકમો થએલા તે મુજબ બંદોબસ્ત કરેલો છે તેની પુરવણી દાખલ એક યોજના ઘડી કાઢવી તા. ૩ મે સને ૧૮૮૭

ઇગ્રેજીમાં સહી.

આર. વેસ્ટ.

એચ. બર્ડવુડ

કોર્ટનો સીક્કો

આ કોર્ટમાં ખર્ચ થયો તેની બીગત.

એપેલેન્ટને થયેલ તે.

૧૦--૦-૦ સ્ટાંમ્પ અપીલની યાદીને

૧--૮-૦ સ્ટાંમ્પ વકીલાતનાંમાનો

૨--૦-૦ સ્ટાંમ્પ વકીલાતનાંમાનો

૪--૦-૦ સ્ટાંમ્પ રી. પૈકી નંબર ૧ તા. ૧૩ ના વારસનું નાંમ દાખલ કરવાની અરજી ૨ નો

૧૨--૪-૦ ભથુ નોટીસનુ

૫-૧૩-૦ લખામણીની ફી બાબત

૧૧-૧૧-૨ વકીલની ફી

૬૭-૪-૨

રેસપોન્ડેન્ટ નંબર ૨-૩-૫ થી તે ૧૨-૧૪ થી ૨૨ ને

૬--૦-૦ સ્ટાંમ્પ ૩ વકીલાતનામાનો

૧૧-૧૧-૦ વકીલની ફીના

૧૭-૧૧-૨

આ હુકમનામા ઉપર વીલાયત પ્રીવીન કૌન્સીલમાં અપીલ થએલી પણ ફેરફારી કરવામાં આવી નથી.

આ હુકમનામાનો અમલ કરી રીસીવર નીમાઈ મંદીરનો ને મીલકતનો કબજો રીસીવરે પોતાને હાથ લીધો.

રીસીવરના નામ અનુક્રમે

રા. હીરાલાલ અંબાસંકર

રા. લલ્લુભાઈ કસનદાસ

રા. હરદોરાંમ અનોપરાંમ મુનસી

રા. માણેકલાલ નરોતમદાસ

રા. આત્મારાંમ જમનાંદાસ કાજી

અમદાવાદ ડીસ્ટ્રીકટ જડજ સાહેબે નંબર ૨૩ સને ૧૮૮૦ ના મુબાંઇના નંબર ૧૯ સને ૧૮૮૩ ના હુકમનામા આધારે સ્કીમ ઘડી તે મુબાઇ નામદાર હાઇકોર્ટના નંબર ૪૭ ને ૧૦૫ સને ૧૯૯૩ ની સ્કીમ મંજુર થઇ તે આધારે કમીટીએ કબજો રીસીવર પાસેથી પોતાને હસ્તક લઈ મેનેજર નીમી તેમને સોંપ્યો.

# સ્કીમનું જજમેન્ટ.

## ઈંગ્રેજીનું ગુજરાતી.

ઓરીજીનલ ડીક્રી ઉપર સને ૧૯૦૩ ના નંબર ૪૭
અને નં. ૧૦૫ ની ક્રોસ અપીલો.

અપીલ નં. ૪૭ સને ૧૯૦૩

વાદી— ૧ બાઇ જેકોર મરનાર સેવક છોટાલાલ લક્ષ્મીરાંમ ની વીધવા અને વારસ.

૨ નાથુભાઇ મરનાર સેવક છગનલાલ મોતીનો, છોકરો ને વારસ

૩ સેવક કીરપાશંકર દાજી

૪ સેવક નારાયણ લલુભાઇ

૫ સેવક જેઠારાંમ બાપુ

૬ જેરણછોડ મરનાર સેવક ભોગીલાલ ગોધનનો છોકરો ને વારસ સગીર હોવાથી તેનો વાલી તેની ઓરમાન મા બાઈ ઇચ્છા.

૭ સેવક મોતીલાલ અનોપરાંમ

( અસલના પ્રતિવાદીઓ અનુક્રમ નંબર
૧-૨-૧૬-૭-૧૮-૧૨ અને ૨૧ )

વિરૂદ્ધ.

પ્રતિવાદી— ૧ ગોપાળરાવ મનોહર ત્રામવેકર

૨ અંબારામ મોતીરામ મરનાર પરસોતમ ઉત્તમરામનો ભત્રિજો અને વારસ.

૩ શંકરલાલ મરનાર પરસોતમ બાપુજીનો છોકરો ને વારસ સગીર હોવાથી તેનો વાલી નાગેશ્વર દલસુખરામ.

૪ એડવોકેટ જનરલ.

( અસલના વાદીઓ નં. ૧-૩ ને ૫

અપીલ નં. ૧૦૫ સને ૧૯૦૩

વાદી— ૧ શંકરલાલ મરનાર ગોર પરસોતમ બાપુજીનો વારસ સગીર હોવાથી તેનો વાલી નાગેશ્વર દલસુખરામ

૨ ગોર અંબારામ મોતીરામ મરનાર ગોર પરસોતમ ઊત્તમરામનો ભત્રિજો અને વારસ.

૩ ગોર અંબાલાલ જીવરામ

૪ ગોર બાપાલાલ ભગવાન

( અસલના વાદીઓ )

વિરૂદ્ધ.

પ્રતિવાદી— ૧ બાઇ જેકોર મરનાર સેવક છોટાલાલ લક્ષ્મીરામની વીધવા અને વારસ

૨ પરસોતમ અનોપરામ

૩ માણેકલાલ કાળીદાસ

૪ દામોદર કાળીદાસ

૫ બાપાલાલ બેહેચરભાઇ

૬ ગરબડ પરસોતમ

( અસલના પ્રતિવાદીઓ )

સને ૧૮૮૦ ના દાવા નં ૨૩ માં હાઇકોરટે અને પ્રીવી કાઉસીલે આપેલા ચુકાદા પ્રમાણે અમદાવાદના ડીસ્ટ્રીક્ટ જડજ એસ. એલ. બેચેલર સાહેબે ડાકોર મંદીરના વહીવટ કાજે કરેલી સ્કીમ ઉપર અપીલ.

પહેલી અપીલ નં. ૪૭ સને ૧૯૦૩

ઓનરેબલ. સર પી. એમ મહેતા અને ઓનરેબલ મી. સેતલવાડ તથા મી. મનમુખરામ કૃષ્ણમુખરાંમ મહેતા વાદીઓકાજે

મી. ત્રીકમલાલ રણછોડલાલ દેશાઈ વાદી નં. ૬ કાજે.

મી. વેલડન અને મી. રામદત્ત વીઠોબા દેશાઇ પ્રતિવાદી નંબર ૧ કાજે.

મી. ગણપત સદાસીવરાય પ્રતિવાદી નં. ૨-૩ કાજે.

મી. ઈનવેરાઇટી અને મેસર્સ રતનલાલ અને માર્કંડ નંદસંકર મહેતા. પ્રતિવાદી નં. ૪ કાજે.

પહેલી અપીલ નં. ૧૦૫ સને ૧૯૦૩

મી. ગણપત સદાસીવરારાવ વાદીઓ કાજે.

મી. મનમુખરામ કૃષ્ણમુખરામ મહેતા પ્રતિવાદીઓ નં. ૧-૩-૪ ને ૬ કાજે.

જડજ મેન્ટ.

આ કોરટમાં ( હાઈ કોરટમાં ) સને ૧૮૮૦ ના દાવા નં. ૨૩ માં થએલા ચુકાદા પ્રમાણે, અને તે ઉપર પ્રીવી કાઊંસીલમાં અપીલ થએલી તેમાં જુનો ચુકાદો બહાલ રહયા મુજબ ડાકોરના શ્રી રણછોડરાયજીના મંદીરનો હિસાબ લેવા અને તેને માટે એક સ્કીમ બનાવવા અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજને અરજી કરેલી તે ઉપરથી આ અપીલો થએલી છે. મહુંમ મનોહર ગણેશ ત્રામવેકર અને બીજા ચારજણાઓએ સીવીલ પ્રોસીજર

કોડની ૫૩૯ મી કલમ પ્રમાણે મંદીરના વંસપરંપરાના પુજારીઓ સેવકો વિરૂદ્ધ, આ દાવો આણેલો. દાવા અરજીમાં ખરચ સાથે હિસાબ માગેલો, અને સાથે જણાવેલું કે મંદીર અને તેનાં નાણાંનો બંદોબસ્ત રાખવા કોરટે પોતાની દેખરેખ નીચે એક સ્કીમ ઘડવી. ડીસ્ટ્રીકટ કોરટ ઉપર અપીલ થએલી તેમાં આ કોરટે નીચે પ્રમાણે ચુકાદો આપેલો. કે ડીસ્ટ્રીકટ જડજે મંદીરની મીલકત તથા તેનાં આવક અને ખરચનો હિસાબ લેવો જે મીલકત તથા નાણાંનો બીજે રસ્તે ખોટો ઉપયોગ થઇ ગયો હોય તે પાછાં હુકમ કરવો. અને મેળવવા મંદીરના અને તેનાં નાણાંના ભવીષ્યના બંદોબસ્ત કાજે એક સ્કીમ ઘડવી આ સ્કીમમાં આજ સુધીના ચાલતા રીત રિવાજ તથા સેવકો અને બીજા બધા મંદીરના સંબંધમાં આવતા લોકોની પોઝીસન પર જોઇતું ધ્યાન આપવું. વળી એ ચુકાદામાં એમ પણ જણાવ્યું હતું કે આમદાનીમાંથી કંઇ વધે તેમ લાગે અને એ શેષ લાંબો વખત પોહોચે. એમ જણાય તો આવી શેષ અથવા તેનો અમુક ભાગ કેમ વાપરવો એ વિશે પણ એક સ્કીમ કરવી. આ શેષ વાપરવાની સ્કીમમાં મંદીરની સ્થાપનાના સામાન્ય હેતુઓ ધ્યાનમાં રાખવા. વળી સેવકોએ મનોહર ગણેસ વિરૂદ્ધ દાવા ઉપર અપીલ આણેલી તે અપીલના આ કોરટે આપેલા મનોહર વિ. કેશવરામના જડજમેન્ટમાં જણાવ્યા પ્રમાણે તે શેષની સ્કીમ ઘડવી.

આ ચુકાદા સામે સેવકોએ પ્રીવી કાઉંસીલને અપીલ કરી હતી; પણ તે ખરચ સાથે કાઢીનાંખવામાં આવી હતી.

ઉપરના ચુકાદામાં જણાવ્યા પ્રમાણે ડીસ્ટ્રીકટ જડજે હિસાબ લેઇ સ્કીમ ઘડી હતી, અને આ અપીલ ડીસ્ટ્રીકટ જડજના આ કામ વિરૂધ કરવામાં આવેલી છે આ અપીલમાં નીચે પ્રમાણે પાર્ટી છે સેવક કેટલાક ગોર. ત્રામવેકર કુટુંબના પ્રતિનીધિ અને એડવોકેટ જનરલ.

હિસાબ સંબંધી હવે કોઈપણ જાતનો સવાલ રહ્યો નથી. માત્ર તકરાર મંદીરના બંદોબસ્તની સ્કીમ સંબંધીજ છે.

જ્યારે અહીં અપીલ લાવવામાં આવી ત્યારે સરૂઆતથીજ સર્વાનુમતે કબુલ કરવામાં આવ્યું હતુ કે ડીસ્ટ્રીકટ જડજે જે સ્કીમ બનાવી છે. તે સંતોષ કારક નથી આ ઉપરથી સામન્ય સ્કીમ બનાવવાના પ્રથમ પગલા તરીકે જુદા જુદા દાવાદારોના વકીલોએ સ્કીમનો ડ્રાફ્ટ કરવો એમ ઠરાવવામાં આવ્યું હતું. અને એડવોકેટ જનરલ તરફથી કામ કરનાર મી. રતનલાલને બીજા વકીલોની સંમતિ લેઇ આવી સ્કીમ ઘડવાનું સોંપવામાં આવ્યું હતું. આ ગ્રહસ્થોએ એક સ્કીમ ઘડી કાઢી છે. અને તે આપણા આગળ છે.

તકરારનાં મુખ્ય પોઇન્ટ ઘટાડીને ત્રણ કીધેલાં છે.

( ૧ ) મેનેજમેન્ટની કમીટીનું બંધારણ ( ૨ ) નીજમંદીરની મેનેજમેન્ટ અને ( ૩ ) રીઝર્વ ફંડ.

પહેલાં કમીટી સંબધે કહીસું સર્વ કબુલ કરે છે કે મેનેજમેન્ટ કાજે કમીટી જોઇએ અને આ કમીટીમાં ૫ મેમ્બરો કરતાં ઓછા મેમ્બર હોવા જોઇએ નહિં. પણ આ મેમ્બરો કોણ હોવા જોઇએ તે વિશે ઘણી તકરાર થએલી છે.

એટલુ તો હવે કબુલ કરવામાં આવ્યું છે કે કમીટીના કેટલાક મેમ્બર સ્વતંત્રપણે ચુંટાવા જોઇએ; પણ તે ઉપરાંત એમ પણ હક લાવવામાં આવે છે કે કમીટી ઉપર ત્રામવેકર, સેવક, અને ગોર દરેકના પ્રતિનીધિ હોવા જોઇએ.

આ હકનું ખરાપણું તપાસવા જોવું જોઇએ કે કમીટી મંદીરની મીલકતનો બંદોબસ્ત કરવા છે, અને તેટલા કાજે મંદીરના આજસુધી ચાલી આવેલા રીત રીવાજ અને જુદા જુદા હકદારોની પોઝીસન ઉપરથી એ હક સાબિત થઇ શકે છે કે કેમ.

પહેલાં આપણે ત્રામવેકરનો હક તપાસીશું; હાલના દાવામાં, એટલે સને ૧૮૮૦ ના દાવા નં. ૨૩ માં અમદાવાદની ડીસ્ટ્રીકટ કોરટમાં, દાવા અરજીમાં એમ જણાવેલુ છે કે ૧ લો વાદી મનોહર ગણેસ ત્રામવેકર "ડાકોરમાં આવેલા શ્રી રણછોડરાયજીના મંદીરનો વંસપરંપરાનો મુખ્ખી અને મેનેજર છે. આ

ઉપરથી, અને ફક્ત આ ઉપરથીજ ૧ લા વાદીનો સીવીલ પ્રોસીજર કોડની ૫૩૯ કલમમાં જણાવ્યા પ્રમાણે ચોખ્ખો (ડીરેક્ટ) સ્વાર્થ હોવાથી દાવો કરવાનો હક થાય છે.

ડીસ્ટ્રીકટ કોરટમાં ઈસ્યું કહાડવામાં આવ્યો હતો કે "શ્રી રણછોડરાયજીના મંદીરનાં ટ્રસ્ટમાં વાદીઓ નો (ડીરેકર) સ્વાર્થ છે કે-જેથી તેઓને દાવો કરવાનો હક મળે છે.!"

આવિશે ડીસ્ટ્રીકટ જડજ આ પ્રમાણે કહે છે પહેલા ઈસ્યુ ઉપર હું એ છેવટ ઉપર આવું છું કે વાદી નંબર. ૧ લાનો ટ્રસ્ટમાં ડીરેકટ સ્વાર્થ છે અને બીજા વાદીઓના સ્વાર્થ તેવો નથી.

આગળ જતાં ડીસ્ટ્રીકટ જડજ કહે છે કે બીજા પોઇંન્ટ સંબંધી કે ટ્રસ્ટમાં ડીરેકટ સ્વાર્થ વાળા બે માણસો હોવા જોઇએ; તેમાં એટલુંતો ઉઘાડું છે કે વાદી નં. ૧ લાનો આ ડીરેકટ સ્વાર્થ છે. એકઝીબીટ નં. ૩૦૦ માં તેને મેનેજર અને વંસ પરંપરા નોં મુખ્ખી લખેલો છે અને જે મંદીરમાં મુર્તી છે તેના વતનદારના વંસજ તરીકે. અને તે મંદીરની મીલકતના વંસ પરંપરાના મેનેજર તરીકે તથા આ મીલકતમાંથી પૈસા અને બીજી બધી ચીજો મંદીરને પુરી પાડનાર તરીકે તેનો ટ્રસ્ટમાં નિઃશંશય ડીરેકટ સ્વાર્થ છે.

હાઈકોર્ટમાં અપીલ થઇ તેમાં પ્રતિવાદીઓ તરફથી તકરાર ઉઠાવવામાં આવી હતી કે-" સને ૧૮૭૭ના ૧૦માં એકટની ૫૩૯મી કલમમાં જણાવ્યા પ્રમાણે ટ્રસ્ટની મીલકતમાં વાદીઓનો હક છે એ માનવુ નીચલી કોરટનું ભુલ ભરેલુ છે."

ઇંન્ડીઅન લો રીપોર્ટસ ૧૨ મુંબઈનાં પાં. ૨૫૪-૨૫૭ ઉપરથી જણાસે કે-વાદી ત્રામવેકરનો ડીરેકટ સ્વાર્થ છે. એવું જે ડીસ્ટ્રીકટ જડજે બતાવ્યું છે તે ઉપર કોઇપણ જાતની વિરૂદ્ધ ટીકા થઈ નથી અને હાઈકોરટના જડજમેન્ટમાં એમ જણાવ્યું છે કે એ મીલકત જો ટ્રસ્ટ હોયતો બીજા વાદીઓનો રીલેટર (                ) તરીકે વાળો લાવવાનો હકનથી એ સંબંધે કોઈ તકરાર કરતું નથી.

ડીસ્ટ્રીક્ટ જાજના મત ઉપર હાઈકોરટે ટીકા કરી છે. તે માત્ર એટલીજ છે કે તે સાહેબે મનોહરની લાયકાત કબુલ રાખી છે.

પ્રીવી કાઉસીલને અપીલ કરવામાં આવી તેમાં કહેવામાં આવ્યું હતું કે ૫૩૯ ની કલમમાં જણાવ્યા પ્રમાંણે બીજા વાદીઓનું કોઇ પ્રકારનું લોકસસ્ટેન્ડી ( લોકોમાં મોભો ) અથવા ( સામાજીક પ્રતિષ્ટા ) હતું નહી પણ આ પેટન્ટ તકરારમાં મુકી દેવામાં આવ્યું હતું. અને દાવો કરવાનો હક કબુલ રાખવામાં આવ્યો હતો.

પણ આપણે ઉપર બતાવ્યા પ્રમાણે વાદીએ પોતાનો દાવો કરવાનો હક મંદીરના વંસપરંપરાના મુરખી તથા મેનેજર હોવાથી કરેલો હતો. અને કેસમાં એણે જે હક આગળ ધર્યો હતો, તે હક નકી થયો હોય એમ ગણવું જોઇએ, અને પુરાવો પણ આ બાબતને ટેકો આપે છે.

સને ૧૮૭૦ ની સ્પેસીયલ અપીલ નં. ૪૪૮ માં ચોખ્ખું જણાવ્યું છે કે ટ્રામવેકર મેનેજર છે.

સને ૧૮૭૧ ની સ્પેસીયલ અપીલ નં. ૨૪૫ માં જણાવ્યું છે-" સને ૧૮૭૦ ની સ્પેસીઅલ અપીલ ૪૪૮ ના તા. ૮ મી એપ્રીલ ૧૮૭૨ ને દીવસે આ કોરટમાં થએલા ચુકાદામાં જણાવ્યું છે કે ડાકોરનું મંદીર અને તેનાં બે ગામ, ડાકોરને કંજરી શ્રી રણછોડરાયજીના તરફથી તેમના ટ્રસ્ટી તરીકે, પ્રતિવાદી ત્રામવેકરને મેનેજર તરીકે હસ્તક છે.

ત્રાવેકરના મંદીર સાથેના સંબંધનો આ અર્થ બીજી હકીકતને અનુમતિ આપે છે, કે ડાકોરનું મંદીર એ કુટુંબના એક માણસ ગોપાલ નાયકે બાંધેલું ( સને ૧૮૭૦ ની સ્પેસીઅલ અપીલ ૪૪૮ માં છાપેલી બુકને પાંને ૯૫૫ મે જુઓ )

આ ઉપરથી અમે એ છેવટ ઉપરથી આવીએ છીએ કે ત્રાંમવેકરનું કુટુંબ કમીટી ઉપર પ્રતિનિધિ રાખવાને હકદાર છે.

એ સાથે એટલુ પણ ચોખ્ખુ છે કે કમીટી ઉપર રહેવાને ગોર લોકને કંઈ પણ હક નથી.

એમ હશે કે મંદીરને લીધેજ તેઓ રહેતા હોય પણ સાથે એ નકી છે કે મંદીરની મેનેજમેન્ટમાં તેમનો કંઇ હક નથી.

તેઓ જે કામ કરે છે તે બોમ્બે ગેઝીટીઅર ભાગ ૧, વોલ્યુમ ૯ નું પા. ૨૮ મે વર્ણવેલું છે.

એમ કહેવામાં આવેલુ છે કે તેઓ માત્ર વીસી રાખનારા અને ભોમીઆ છે પણ આ વર્ણન પુર્ણ છે એમ સ્વિકાર્યા સીવાય અમે કહીએ છીએ કે તેમના કામનો આથી કંઈક આપણને વિચાર આવે છે મી. દયારામ ગીદુમલ જે આ વિષય ઉપર ચોકસ અભિપ્રાય બાંધવાને સઘળી રીતે લાયક છે. તે અમદાવાદના આસી. જડજની કોરટમાં સને ૧૮૮૭ ના દીવાની દાવા નં. ૧૮ માં કહે છે કે જાત્રાળુને સગવડ જોઈએ છીએ અને તેથી ગોર લોકોએ તેમની ખોટ પુરીપાડી તેમને રહેવાનું ઈત્યાદિ આપેલું હોય છે. અને તેઓ તેમના સીસેરોનિસ પ્રમાણે વર્તે છે.

આ દાવામાં પહેલા સિવાય બીજા બધા ગોર છે અને બેસક એમ દેખાય છે કે ટ્રસ્ટમાં તેમનો ડીરેકટ સ્વાર્થ છે.

વેસ્ટ સાહેબ પોતાના જડજમેન્ટમાં કહે છે કે તેઓ ધર્મ ગુરૂઓ છે. કારણ કે તેઓ કેટલીક વિધિમાં ભાગ લે છે. જેવી કે તેઓ જાત્રાળુઓ સાથે જાય છે. તેમની પાસે ધર્મક્રિયા કરાવે છે. અને જાત્રાળુઓ જે નાની મોટી રકમ તેમની મહેનત બદલે આપે તે તેઓ લેછે. તેઓ પુંજામાં ભાગ લેછે એથી તે પુંજા બરાબર થાય અને તે ચાલુ રહે તેમાં તેમનો ડીરેકટર સ્વાર્થ છે. તેઓ ટ્રસ્ટી નહોય પણ એતો ચોખ્ખુ છે કે જો તેને ટ્રસ્ટ ગણીએ તો તે ટ્રસ્ટ અમલમાં મુકવાથી તેઓને ખરૂ જોતાં લાભ મલે છે.

એમ હોય કે ભુતકાળમાં અને વર્તમાનમાં પણ જે જાત્રાળુઓ ત્યાં જતા. અને જાય છે તેમને કીમતી મદદ કરતા આવ્યા છે અને એ પ્રમાણમાં અને એ અર્થમાં વેસ્ટ સાહેબે જણાવ્યા પ્રમાણે ટ્રસ્ટમાં તેમનો ડીરેક્ટર સ્વાર્થ છે. પણ આમાંથી અથવા તો અમારી પાસે બીજા જે કંઇ સાધન છે તેમાંથી તેમને કમીટી ઉપર રહેવાનો પુરતો હક આપનારૂ કંઇ અમને જડતુ નથી.

આ પછી આપણે સેવકના હક ઉપર આવીએ છીએ—

ડીસ્ટ્રીકટ જડજ આગળ તેઓએ દેખીતી રીતે કહ્યું હતું કે વહીવટ કરનાર કમીટી સેવકોની કમીટી હોવી જોઇએ અહીં તેમણે પોતાનો હક ઓછો કર્યો છે. તેઓ માગે છે કે કમીટી ઉપર તેમના બે માણસ હોવા જોઇએ.

પણ એડવોકેટ જનરલ અને ત્રામવેકર આગ્રહથી કહે છે કે કમીટી ઉપર તેમને રાખવાજ જોઇએ નહી.

એક વખતે મંદીરની માલકીતી કાજે સેવકોએ પોતાનો હક જણાવ્યો હતો, અને જો કે તે હકના ઠર્યા છે, તોપણ અમે ધારીએ છીએ કે એટલું તો ચોખ્ખું છે. કે મંદીરનો વ્યવસ્થામાં તેઓ મોટો ભાગ લેતા આવ્યા છે વળી અમને જણાય છે કે એક બક્ષીસ ખતમાં ( એકઝીબીટ ૨૩૭ ) મેનેજમેન્ટ માટે તેઓએ ગોઠવણ કરેલી છે. અને ઘણી વખતે તેઓને ટ્રસ્ટી તરીકે ગણવામાં આવેલા છે.

સઘળું જોતાં વંસપરંપરાની ચાલતી આવેલી મંદીરની રીત તથા તેમની ભુતકાળની સ્થિતિ એ સર્વ ઉપરથી અમે ધારીએ છીએ કે મેનેજીંગ કમીટી ઉપર તેમનો એક પ્રતિનિધિ રહેવો જોઇએ, પણ આ હક માટે એક સરત છે.

અમને બહુ સખત આગ્રહ કરીને કહેવામાં આવેલું છે કે કમીટી ઉપર રહેવાનો તેમનો કોઇપણ પ્રકારનો હક નથી. એટલુંજ નહી પણ જો તેઓ કમીટી ઉપર હસે તો તકરાર

થયા વિના રહેસે નહી. બેસક આમ પરિણામ આવે તેતો ખોટું જ પણ અમે એ સિદ્ધાંત માની શકતા નથી કે એજ પરિણામ આવસે. માટે અમારા મત પ્રમાણે સેવકોને કમીટી ઉપર એમનો એક પ્રતિનિધિ આપી તેઓ નાલાયક છે એ કહેવું ખોટું પુરવાર કરી બતાવવાની તક આપીએ છીએ આ તેમનો પ્રતિનિધિ સ્કીમના પહેલાં પાંચ વરસ કાજે છે. અને તે વખત વિત્યા પછી ડીસ્ટ્રીકટ જડજ વીચારસેકે તેમનો પ્રતિનિધિ ચાલુ રાખવો જોઇએ કે કેમ અથવા કમીટીના મેમ્બરોનો નંબર ૫ ચાલુ રાખવા બીજી કાંઈ ગોઠવણ કરવી જોઇએ—

નીજમંદીરની મેનેજમેન્ટ સંબંધી સેવકો નીચેના નોકરો ઉપર કાબુ રાખશે અને તેમને બાતલ કરી સકસે એ નોકરોનું લીસ્ટ સ્કીમના એક શેડયુલમાં અપાસે.

૧ દીવા સળગાવનારો ૨ સાકભાજી લાવનાર ૩ દુધ લાવનાર ૪ વાસણ લાવનાર ૫ રસોઇઓ ૬ ફુલગર ૭ પાણીવાળો ૮ ચોબદાર ૯ ચોબદારનો આસીસ્ટંટ ૧૦ નાની મુર્તીઓ રાખનાર ૧૧ ભંડારી ૧૨ સમાધાની.

ભંડારીની નીમણુંક સંબંધી થોડો ખુલાસો કરવો પડશે. એ જગ્યાએ સાધારણ રીતે સાધુ કામ કરે છે. અને જે ભેટ જાત્રાળુ લોકો મુકે છે. તે ઘણું કરીને તેના પગ આગળ મુકવામાં આવે છે.

મંદીરમાં બેસે છે તે ઉપરાંત તે બાહાર ગાંમ પણ વખતો વખત જાય છે. અને ભેટ, દાન મંદીરકાજે લેઈ આવે છે.

સ્કીમમાં ગોઠવણ કરવી જોઇએ કે ભંડારી તથા સમાધાની ભેટ, દાંન લેઇ આવે તે જેમ બને તેમ જલદીથી મેનેજમેન્ટની કમીટીએ નીમેલા માણસને સોંપી દેવાં.

તકરારનું ત્રીજું અગત્યનું પોઇન્ટ રીઝર્વ ફંડ સંબંધી છે.

અમે ચોકસ અભિપ્રાયના છીએ કે સ્કીમમાં આવા ફંડ માટે ગોઠવણ થવીજ જોઈએ આ રીઝર્વ ફંડ અને તેની ભેગી

થતી આવક એકઠી થવા દેવી જોઇએ. પણ કમીટીને કુલ અખત્યારી હોવી જોઈએ કે તેમાંથી પરચુરણ ખરચ કાઢીસકે તેમાંથી મંદીરનું હમેસનું ચાલતુ ખરચ આપીસકે અને સેવકોને આપવાની કુલ બદલાની રકમમાં ખુટતુ હોય તો તેઓ તેમાંથી તેમને આપીસકે શેવકોને આ બદલો આપવાનો તેમને જોઈતા કરતા માટે, તેમજ મંદીરની પુંજા ચાલુ રહે તેને માટે તે ઉપરાંત કમીટીને જે કાંઈ મંદીરના હીત વિશે જરૂરનું જણાય તે સઘળા કાજે આ રીઝર્વ ફંડ વાપરવાની કુલ મુખત્યારી છે.

રીઝર્વ ફંડની આવક આગલી સ્કીમમાં જણાવેલે અર્થે વાપરી સકાય; તેમજ મંદીરની સ્થાપનાની વિરૂદ્ધ ન હોય તેવી કોઇપણ સખાવતને કામે લગાડી સકાય.

રા. રતનલાલે ઘડેલી યોજના હવે હાથમાં લેવી સુગમ પડશે. પહેલી બે કલમ રહેવા દેવી જોઇએ. અને જે મિલકત બાબત સ્કીમ ઘડાયલી છે શેડયુલમાં સ્પષ્ટ જણાવવી જોઇએ.

કમિટીના મેમ્બરનાં નામ પાંચમી કલમમાં આવવા જોઇએ.

કમિટી પોતામાંથી એક મેનેજર મુકરર કરે અને તેનો પગાર અને મુદત પણ કમિટીજ ઠરાવીસકે.

કલમ. ૬—

સ્કીમ અમલમાં મુકાય તે દિવસથી પાંચવર્ષે કમીટિના સઘળા મેમ્બરો રાજીનામું આપે તો પણ તેઓ બીજીવારની ચુંટણીમાં આવીસકે ત્યાર પછીની સઘળી નીમણુંકો જીંદગી સુધીના કરવાની.

કલમ. ૭—

ખાલી પડેલી જગ્યાઓ કેવી રીતે પુરવી તે બાબત એક જુદી કલમ ઘડાવી જોઇએ—

પ્રતિનિધિ ત્રાંબેકરની જગ્યાએ બીજા ત્રાંબેકર પ્રતિનિધિની નીમણુંક થવી જોઈએ. શેવક પ્રતિધિની જગ્યાએ બીજા

શેવક નીમાવો જોઇએ અને પ્રતિનિધીઓની ચુટણીને વાસ્તે રસ્તો રાખવો જોઇએ. બીજી કોઇ જગ્યા ખાલી પડેથી તે પુરવાની સત્તા ડીસ્ટ્રીકટ કોર્ટને છે.

કલમ. ૯--

ચેરમેનની નીમણોક કમિટીએ કરવી જોઇએ.

કલમ. ૧૦---

આ કલમ મુજબ દર મહિને સઉથી વધારે રૂ. ૩૦૦) ની રકમ મુકરર થવી જોઇએ. અને ચોકસ આંકડો કમીટીને હાથે નકી થવો જોઇએ.

કલમ. ૧૧--

મંદીરની પુંજા અને ક્રિયા માટેનો ખરચ શેવક લોકોએ જ પુરો પાડવો જોઇએ એવુ સદરહુ કલમમાં આવી જવુ જોઇએ.

કલમ. ૧૨ ( ૪ )--

આ કલમમાં નીચેના અર્થના શબ્દો આવીજવા જોઇએ. એવી સરતે કે આ નાયમો ત્રાંબેકરના કુટુંબના કોઇપણ શખ-સને અથવા સેવક અગર ગોરના નકી કરેલા હકની વિરૂદ્ધ આવશે નહિ. ”

કલમ. ૧૨ ( ૧૦ )

કંઇક આવા શબ્દો ઉમેરાવા જોઇએ.

“ આ સાથેના બીજા શેડયુલમાં જણાવેલા નોકરો સીવા-ય, જેના સંબંધી એ પ્રકારની સત્તા સેવકોના હાથમાં એ મુજ-બ આપેલી છે. ”

કલમ. ૧૨ ( ૧૧ )

આ કલમ રદ થવી જોઇએ.

કલમ. ૧૨ ( ૧૮ )

હમેસની સાંમગ્રી કાયમ રાખવાને બદલે નીચે ટાંકેલા શબ્દો દાખલ થવા જોઈએ. " ભગત વીગેરેને આજ સુધીના સંપ્રદાય પ્રમાણે ભેટ આપવી "

કલમ ( ૧૨ ) ( ૨૨–૨૩–૨૪–૨૫ )

આ કલમ રદ થવી જોઇએ.

કલમ ૧૩—

ચાલુ રીવાજો શેડયુલમાં આવી જવા જોઈએ.

કલમ. ૧૪—

" અને બંધાએલો હોવો જોઇએ " એ શબ્દો રદ થવા જોઈએ.

કલમ. ૧૪ ( ૫ )

" દુભવતા " એ શબ્દ કાઢીનાંખો.

સેવકને હાથે નિમાવાના નોકરોને આકલમ લાગુ પડશેનહિ.

કલમ. ૧૬—

સેવકોનો હિસ્સો તેમના પ્રતિનિધી સેવકને આપવાનો બંદોબસ્ત થવો જોઇએ, જેની પોહોચ લીધેથી કમીટી સઘળા જોખમમાંથી મુક્ત થશે અને તે શખસ તેમના હિસ્શા મુજબ સેવકોની અંદર તે રકમ વહેંચી નાંખશે.

સ્કીમમાં કમીટીના ચહેલા મેમ્બરોના નામ જણાવવાં જોઇએ, એ અમને પસંદ છે અને તેથી કરીને તે બાબત કયા કયા યોગ્ય માણસોની નિમણુક થશે તે વિશે અમને રીપોર્ટ મોકલવાને અમે ડીસ્ટ્રીકટ કોરટને ફરમાવીશું તેમાં એટલું યાદ રાખવું જોઇએ કે ગ્રામવેકરનો, એક પ્રતિનિધી, સેવકોનો એક પ્રતિનિધી અને બાકીના ત્રણ મેમ્બરો બીજા ઇલાયધા આવવા જોઇએ, તેઓ હિંદુ હેવા જોઇએ, અને શ્રી રણછોડરાયજી પંથના હોવા જોઇએ.

ગાગર અને નોછાનરની ઉપજ ઉપરનો સેવકોનો દાવો અમે રદ કરીએ છીએ.

૧૫ મી અગષ્ટ. સહી. એલ જેન્કીન્સ.

" એચ. એફ. એસ્ટન.

# વધારો.

## જડજમેન્ટનો વધારો.

આ સ્કીમ કોર્ટ આગળ છેલ્લા ઠરાવ માટે મુકવામાં આવી છે. અને જે ફેરફાર ૪ થી કલમમાં અને તેની ૨ બીજી પેટા કલમમાં અને; ૫, ૭, ૯, ૧૩, ૧૭ કલમોમાં કરેલો ફેરફાર તેને લાગુ પડવો જોઈએ હવે કોરટ આગળ મુકેલી સ્કીમ અમે મંજુર કરીએ છીએ. ૩ જી કલમમાં જણાવેલાં નામ સ્કીમમાં આવી જશે. આટલો ફેરફાર કર્યા પછી અમે ડીસ્ટ્રીકટ કોરટની ડીકી મંજુર રીખીએ છીએ.

રીસીવરની પાસેથી જે કંઈ ફંડ નીકલે તેમાંથી બની શકે તેટલું દરેક પાર્ટીનું ખરચ કાઢવું; ખુટે તો આ કોરટને અપીલ કરવી.

મેસર્સ રતનલાલ, રામદત્ત વીહોગ્મા, દેસાઇ, અને મનસુખરાંમ કૃષ્ણસુખરામ મહેતા. એમને રીસીવરની પાસેથી જે ફંડ નીકળી શકશે. અને અમે મેમ્બરમાં જે પ્રમાણે ઠરાવ કરીશું તે પ્રમાણે તેમને બદલો મળશે. એ રકમ જયારે નકી થશે ત્યારે ડીક્રીમાં દાખલ કરવામાં આવશે.

૧૨ મી સપટેમ્બર ૧૯૦૬.

સીક્કો.

સહી એલ. જેન્કીન્સ

„ એચ. એફ. એસ્ટન.

ખરીનકલ.

ઇંગ્રેજીમા સહી. ઇંગ્રેજીમાં સહી

સીક્કો કરનાર ડેપ્યુટી રજીસ્ટ્રાર

૯ મી નવેમ્બર ૧૯૦૬

# ડાકોર મંદીરની સ્કીમ.

૧ આ શેડયુલમાં જણાવેલી મીલકત અને હવે પછી જે મીલકત શ્રી રણછોડરાયજીના કબજામાં આવે. તેનો વહીવટ ટ્રસ્ટ કમીટી કરે. તે કમીટી "ડાકોર ટેમ્પલ કમીટી" નામથી ઓળખાસે.

૨ ડાકોર ટેમ્પલ કમીટીના મેમ્બરોની સંખ્યા ૫ ની થશે જે સઘળા શ્રી રણછોડરાયજીના પંથના હિંદુઓ હોવા જોઇએ.

૩ કમીટીના પહેલા મેમ્બરો.

૧ રા. બા. લલુભાઈ પ્રાણવલભદાસ પારેખ. ગુજરવાથી હાલ માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞીક કપડવણજના સબજડજ છે.

૨ મી. મંગળદાસ ગીરધરદાસ.

૩ ,, છોટાલાલ લલુભાઈ પટેલ. બી. એ. એલ.એલ બી.

૪ ,, ગોપાલરાવ મનોહર ત્રામવેકર.

૫ ,, કૃષ્ણારામ જેશંકર ગુજરવાથી હાલ જીવરામ બાપુજી છે.

૪ હવે પછીના કમીટીના મેમ્બરો નીચે જણાવ્યા પ્રમાણે વખતને અનુસરીને પસંદ કરવામાં આવશે યા નીમવામાં આવશે.

૧ અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોર્ટ ૩ મેમ્બરોને ચુંટી કાઢશે.

૨ ચોથો મેમ્બર ત્રાંબેકર કુટુંબનો પુરૂષ હોવો જોઇએ; જે સ્વસ્થાનનો હાલ મેનેજર છે અથવા સદરહું કુટુંબનો પ્રતિનિધી હોવો જોઇએ એવી સરતે કે જો મેનેજર થોડા વખત માટે કામ કરવાને અશક્ત હોય તો એવે પ્રસંગે સ્વસ્થાન સ્કીમમાં તેનાવતી

કામ કરવાને ડીસ્ટ્રીકટ કોર્ટ જે સખસને નીમને. તેજ ૪ થો મેમ્બર ગણાશે.

૩ પાંચમો મેમ્બર સેવકોનો પ્રતિનિધી હોવો જોઇએ અને છઠી નકલમાં લખ્યા મુજબ તેનામાં લાયકાત હોવી જોઇએ.

૫ આ સ્કીમ અમલમાં મુકાયાની તારીખથી પાંચ વરસ પછી કમીટીના સઘળા મેમ્બરોએ રાજીનામું આપવું જોઇએ. પણ તેઓ બીજીવારની ચુંટણી માટે લાયક ગણાશે સેવકના પ્રતિનિધી બાબત ૬ ઠી કલમમાં જણાવેલી લાયકાત તેમનામાં હોવી જોઇએ ત્યારપછી થએલા મેમ્બરોની મુદત જીંદગી સુધીની હોવી જોઇએ પણ ઉપર કહ્યા પ્રમાણે કોઇપણ મેમ્બર કામ કરવાને અશક્ત હોય તો તેની જગ્યાએ ડીસ્ટ્રીકટ કોર્ટ બીજી નીમણુંક કરશે.

૬ સેવકોનો માણસ કમીટી ઉપર પેહેલાં પાંચ વરસ કાજે રહેસે. આ મુદત પછી ડીસ્ટ્રીકટ કોર્ટ જોશે કે—સેવકોનો પ્રતિનિધી ચાલુ રાખવો યા કમીટીના મેમ્બરોનો નંબર પાંચ કાયમ રાખવાને બીજી કોઈ પણ જાતની ગોઠવણ કરવી. જો અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટ પ્રતિનિધીના પક્ષમાં પોતાનો અભીપ્રાય જણાવશે તો તે પછીથી સેવકોનો પ્રતિનિધી કમીટી ઉપર જીંદગી સુધી નીમાસે.

૭ કમીટીના કોઇપણ મેમ્બરને બરાબર કારણસર અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટ બાતલ કરી સકશે. આ પ્રમાણે અથવા તો બીજી કોઇપણ રીતે પડતી ખાલી જગ્યા અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટ નીચે પ્રમાણે પુરશે.

જ્યારે ત્રામવેકરની જગ્યા ખાલી પડે ત્યારે તે ખાલી જગ્યાએ ૪ થી કલમમાં બતાવેલી સરત મુજબ સહહુ કુટુંબનો પ્રતિનિધી નિમાવો જોઇએ.

જ્યારે સેવકના પ્રતિનિધીની જગ્યા ખાલી પડે ત્યારે ૬ ઠી કલમમાં જણાવ્યા પ્રમાણે સેવકોનો ૨ જો પ્રતિનિધી તે જગ્યાએ નિમાય.

૮ જ્યાં સુધી ખાલી પડેલી જગ્યા અગર જગ્યાઓ પુરાય નહિ ત્યાં સુધી કમીટીના બાકી રહેલા મેમ્બરોના હાથમાં સઘળી સત્તા રહે. અને તેમના લીધેલા કોઈપણ પગલાની વિરૂદ્ધ એવો વાંધો ન લેવાય કે કમીટીનું બંધારણ અપુર્ણ હોવાથી તે પગલું ગેરવ્યાજબી છે.

૯ કમીટી પોતાના મેમ્બરોમાંથી એક જણને ચેરમેન તરીકે નીમસે. તે કમીટીની સઘળી બેઠકો વખતે પ્રમુખપદે બેસસે. અને જ્યારે બંને બાજુએ સરખા મત થાય ત્યારે તે પોતાનો કાસ્ટીંગ વોટ આપશે. તેની ઓફીસની મુદત કમીટી મુકરર કરશે.

૧૦ બાકી રહેલા મેમ્બરોમાંથી એકને કમીટી મેનેજીંગ મેમ્બર તરીકે નીમશે. તેનો પગાર દર મહિને રૂ. ૩૦૦ ) કરતાં વધારે નહિ એવી રકમ કમીટી મુકરર કરશે. વખતો વખત કમીટીના ઠરાવ પ્રમાણે મેનેજીંગ મેમ્બરના હોદ્દાની મુદત નક્કી થશે.

૧૧ સેવકો વંસપરંપરાના પુજારી છે, અને શ્રી રણછોડરાયજીના મંદીરની પુંજા વીગેર ક્રિયા તેમનેજ કરવાની છે. મંદીરમાં રિવાજ પ્રમાણે સેવા કરવાને તેઓનો હક છે અને તેઓ બંધાએલા છે. અને શ્રી રણછોડરાયજીને રોજ, તહેવારને દિવસે, અને જયંતિઓને દિવસે, ચાલુ રિવાજ પ્રમાણે ધરાવેલો પ્રસાદ અને બીજી ધરાવેલી ચીજો, તેઓને લેવાનો હક છે.

૧૨ કમીટીની સત્તા નીચે પ્રમાણે છે.

૧ મંદીરની મીલકત તેમના કબજામાં રાખે, અને તેના સાચવણી, વ્યવસ્થા, અને વૃદ્ધિને માટે જોઈતો બંદોબસ્ત કરે.

૨ તેમના કારોબાર માટે નિયમ ઘડે.

૩ મંદીરના નિર્ણય કરેલા રિવાજ મુજબ સેવકો નિયમિત રીતે સેવા ક્રર્યાજ કરે એવા નિયમ ઘડે.

૪ નિજમંદિરમાં પ્રવેસ કરવા દેવાને પાસ વીગેરે આપવા તે બાબત અને સિંહાસન પાટીઆ ઉપર હદ ઉપરાંત ગર્દી વીગેરે થાય નહિ તેવો બંદોબસ્ત કરવાને નિયમ ઘડે. પણ તેવા નિયમ ત્રાંમવેકર કુટુંબના કોઇપણ શખસને લાગુ પડે નહિ, તેમજ સેવકો અને ગોર લોકોના નકી થએલા હકની વચમાં આવે નહિ.

૫ ચોખ્ખો હિસાબ રાખવાને નિયમ ઘડે.

૬ નિયમ તોડવા બદલ સજા ઠરાવે.

૭ તેમના ઘડેલા સઘળા નિયમ અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટ પાસે મંજુર કરાવવા જોઇએ એવા મતલબથી કે એ નિયમો મંજુર થયા પછી જાણે તેઓ સ્કીમનો એક ભાગ હોય તેમ અમલમાં આવે.

૮ આ નિયમોમાંથી કોઇ પણ નિયમમાં ફેરફાર કરવો હોય, અથવા કોઇ પણ નિયમ બદલવો અથવા રદ કરવો હોય તો પણ ઉપર પ્રમાણે મંજુરી મેળવવી જોઇએ.

૯ મંદીરને લાભ થાય તથા તેના સઘળા હક સચવાય તે મુજબ તેમણે સઘળા કામ કરવાં જોઇએ.

૦ બીજા શેડયુલમાં જણાવેલા નોકરો જેમની બાબતમાં નિમણોક, સસ્પેન્ડ, અથવા દંડ વિગેરે સજા કરવાનો હક શેવકોને છે, તેવા નોકર સિવાય ખાતાના સઘળા નોકરની નિમણોક સસ્પેન્શન, દંડ વિગેરે સજા કરી શકે.

૧ બંદોબસ્ત, સુલેહ વિગેરે સચવાય તેવાં પગલાં લે, અને મંદીરની હદની અંદર ગર્દી થતી અટકાવે

૧૨ શેવામાં કોઈપણ જાતનો વાંધો ન આવે તે પ્રમાણે ભેટ વિગેરે મંદીરની બીજી મીલકત સાચવવાને જોઈતો અંકુશ રાખે.

૧૩ ઠકોરજીનાં નકામાં ઘરેણાં અને બીજા દાગીના, બદલાવે અગર વેચીદે.

૧૪ ૧૮૮૨ ના ઇંન્ડીઅન ટસ્ટ એકટની ૨૦ મી કલમમાં જણાવ્યા પ્રમાણે મંદીરની રોકડ થાપણની વ્યવસ્થા કરે, અથવા મુંબઇબેન્કમાં મુકે, પણ બીજી કોઇપણ રીતે નહિ.

૧૫–૧૩ મી પેટા કલમમાં જણાવેલી ચીજો સિવાય મંદીરની બાકીની સઘળી જંગમ મીલકત વેચીશકે.

૧૬ અમદાવાદની ડીસ્ટ્રીકટ કોરટની મંજુરી મેળવ્યા પછી મંદીરની કોઈપણ સ્થાવર મીલકત તેઓ વેચી શકે.

૧૭ મંદીરની વિરૂદ્ધ અગર તેની તરફેણમાં લાવેલા દાવાની સમજુતી કરી શકે.

૧૮ આજ સુધી ચાલી આવેલી રીત પ્રમાણે ભગત વીગેરેને ભેટ આપી શકે.

૧૯–૩ જા શેડયુલમાં જણાવ્યા પ્રમાણે ભોગ વિગેરે ધરાવવાને બંદોબસ્ત કરે. તેની વિગત ૪ થા શેડયુલમાં આપેલી છે. નવા ભોગ ધરાવવાને જોઈતો સઘળો ખર્ચ અગાઉથી આપવામાં આવતો હોય તો તેવા ભોગ દાખલ કરવા.

૧૩ જ્યાં સુધી ઉપર બતાવેલા નિયમ ઘડાય અને મંજુર થાય ત્યાં સુધી, આજ સુધી ચાલતા રિતરિવાજો કાયમ રહે. પાસ બાબત હાલ અમલમાં આવતા નિયમો, ૫ મા શેડયુલમાં આગળ ઉપર જણાવ્યા છે.

૧૪ મેનેજીંગ મેમ્બરની સત્તા નીચે પ્રમાણે છે.

૧ કમીટીની સુચનાઓ બરાબર અમલમાં આવે છે કે કેમ, તે જોવું.

૨ શેડ્યુલ ( ૨ ) માં જણાવ્યા સીવાયનાં બાકીનાં બધાં ખાતાંના બધા નોકરો ઉપર કાબુ રાખવો.

૩ જરૂરની વખતે કમીટીની મંજુરી મલ્યા સિવાય, તે મલશે એમ ધારી પગલાં લેવાં.

૪ કમીટીના દેખરેકપણા નીચે મંદીરનો જનરલ કારોબાર તેમજ તેના પૈસા અને ખાતાનો વહીવટ કરવો.

૫ શેડ્યુઅલ ( ૨ ) જેમાં જણાવ્યા સિવાયના રૂ. ૧૦) થી વધારે પગાર મગતો નહિ હોય તેવા દરેક નોકરની નિમણુંક, સસ્પેન્સન, દંડ, અને બરતરફી કરી શકે.

૧૫ મંદીર પ્રતિ કોઇને કંઇ દેવું હોયતો પોહોચ ઉપર મેનેજીંગ મેમ્બર અને બીજો એક મેમ્બર સહી કરશે, તો તેવો દેવાદાર તે દેવામાંથી મુક્ત થયો ગણાસે.

૧૬ ભંડારી અથવા સમાધાંનીને મલતી, દાંન. દક્ષિણા જેમ બને તેમ જલદીથી કમીટી પોતાની સત્તામાં લેશે. અને તેને સલામત ઠેકાણે રાખશે.

૧૭ વરસ દરમ્યાન કોઈપણ મીલકત મંદીરને મલી હશે, તે મીલકતને આવક યા થાપણ ગણવી તે કમીટીની મુનસફી ઉપર રહેશે. પણ આ છેવટ ઉપર આવતા ભુતકાળના દાખલા ઉપર ધ્યાન આપવું.

૧૮ દરેક વરશે ચોખ્ખી આવકની વધતી શેષનો અર્ધો ભાગ કમીટી શેવકના પ્રતિનિધિને આપશે, આ પ્રતિનિધિનું નામ શેવકોને, કમીટીને પહેલેથી આપવું પડશે. આ શેવકના

પ્રતિનિધિની સહીવાળી પોહોચથી કમીટી જોખમમાંથી મુક્ત થશે. અને એ શેવકનો પ્રતિનિધિ દરેક શેવકને તેમના હિસ્સા પ્રમાણે તે રકમ વહેંચી આપશે.

૧૯ શેષ આવકનો બાકી રહેલો ભાગ રીઝર્વ ફંડ તરીકે જુદો રાખવમાં આવશે. અને તેની દર વરસની ભેગી થતી આવક સાથે વરશો વરસ વધતો જશે. પણ તેમાંથી કમીટી નીચે પ્રમાણે ખરચી શકશે; ૧ મંદીરનું પરચુરણ ખરચ. ૨ મંદીરનું ચાલતું ખરચ. ૩ કોઈ વરસની શેષ આવક ઓછી હશે તો સેવકોની મંદીરની પુંજાના બદલામાં, તેમને આપવા જોગ જે રકમ તેમને ઠીક લાગે તે આ ફંડમાંથી આપશે.

૨૦ રીઝર્વ ફંડની આવક, કમીટી સ્વસ્થાન સ્કીમમાં જણાવેલા કોઈપણ અર્થે અને મંદીરની સ્થાપનાની વિરૂદ્ધ ન હોય તેવા કોઈપણ સબાવતને કામે કમીટી એ નાણાં ખરચી શકશે.

૨૧ જરૂર પડે આ સ્કીમના ઠરાવો મુંબઇના હાઇકોરટને અરજી કર્યે ફેરવી શકાય, સુધારી શકાય, તેમ તેમાં નવા ઠરાવ ઉમેરી શકાય.

## શેડયુલ ૧

ડાકોરના શ્રી રણછોડરાયજીના મંદીરની સ્થાવર મીલકતનું લીસ્ટ—

મંદીરની જંગમ મીલકત એકઝીબીટ નં. ૩૦ માં જણાવી છે.

## શેડયુલ ૨

નોકરોનાં નામ ને તેમના પગારની વ્યવસ્થા છે.

## શેડયુલ ૩

ભોગ સામગ્રીના નામ છે.

## શેડયુલ ૪

નેકબુક.

## શેડયુલ ૫

પાસ ટીકીટના નીયમો.




ખરીનકલ.

ઈંગ્રેજીમાંસહી

ડેપ્યુટી રજીસ્ટ્રાર.

૯ મી નવેમ્બર ૧૯૦૬

# સ્કીમનું હુકમનામું.

## મુંબાઈની હાઇકોરટમાં

સને ૧૯૦૬ ની ૧૨ મી સપ્ટેમ્બર ને બુધવાર

સને ૧૯૦૩ ની અસલ ડીક્રી ઉપરથી ક્રોસ અપીલ નં. ૪૭ઃ અને નં. ૧૦૫

સને ૧૯૦૩ ની અપીલ નં. ૪૭

વાદી.

૧ મરનાર શેવક છોટાલાલ લક્ષ્મીરાંમની વીધવા અને વારસ બાઈ જેકોર કોરટનો તા. ૮–૪–૦૪ નો હુકમ જુઓ. ૨ નાથુભાઈ, મરનાર શેવક છગનલાલ મોતીનો છોકરો ને વારસ ૩ શેવક કીરપાશંકર હાજી ૪ શેવક નારણ લલ્લુભાઇ ૫ શેવક જેઠારામ બાપુ ૬ જેરણછોડ તા. ૨૪–૭–૦૩ નો કોરટનો હુકમ જુઓ, મરનાર શેવક ભોગીલાલ ગોરધનનો છોકરો ને વારસ સગીર હોવાથી તેની વાલી તેની ઓરમાન મા ઈચ્છા. ૭ શેવક મોતીલાલ અનોપરામ.

( અસલ પ્રતિવાદીઓ અનુક્રમે નં. ૧-૨-૧૬-

-૭-૧૮-૧૨-૨૧ )

વિરૂદ્ધ

પ્રતિવાદી.

૧ ગોપાળરાવ મનોહર તામ્બેકર ૨ તા. ૨૬-૩-૦૩ નો કોરટનો હુકમ જુઓ અંબારામ મોતીરામ મરનાર પુરસોત્તમ ઉત્તરામનો ભત્રિજો ને વારસ ૩ શંકરલાલ તા. ૫-૯-૦૪ નો કોરટનો હુકમ મરનાર પુરૂષોત્ત બાપુજીનો છોકરો ને વારસ તે સગીર હોવાથી તેનો વાલી નાગેશ્વર હલસુખરામ ૪ તા. ૨-૧૨-૦૩ નો કોરટનો હુકમ એડવોકેટ જનરલ.

( અસલ વાદીઓ અનુક્રમે નં. ૧-૩-૫ )

અને ૧૯૦૩ ની અપીલ નં. ૧૦૫

વાદી.

૧ શંકરલાલ, તા ૧૭-૯-૦૪ નો કોરટનો હુકમ જુઓ મરનાર ગોર પરશોતમ બાપુજીનો છોકરો ને વારસ સગીર હોવાથી તેનો વાલી નાગેશ્વર હલસુખરામ. ૨ તા. ૨૬-૩-૦૩ નો કોરટનો ઠરાવ જુઓ ગોર અંબારામ મોતીરામ મરનાર ગોર પુરશોત્તમ ઉત્તમરામનો ભત્રિજો અને વારસ સગીર હોવાથી તેનો વાલી નાગેશ્વર હલસુખરામ ૩ અંબાલાલ જીવરામ ગોર ૪ બાપાલાલ ભગવાન ગોર.

( અસલ વાદીઓ )

વિરૂદ્ધ

પ્રતિવાદી

૧ બાઈ જેકોર—મરનાર સેવક છોટાલાલ લક્ષ્મીરામની વીધવા ને વારસ ૨ પુરૂષોત્તમ અનોપરામ ૩ માણેકલાલ કાલીદાસ ૪ દામોદર કાલીદાસ ૫ બાપાલાલ બેચરભાઈ ૬ ગરબડ પરશોતમ

( અસલ પ્રતિવાદીઓ )

દાવો રૂ. ૧૩૫—૦—૦

સને ૧૮૮૦ ના દાવા નં. ૨૩ બાબત હાઈ કોરટ અને પ્રીવી કાંઉસીલના ઠરાવ મુજબ ચલાવેલા મુકરદમાના અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજે ડાકોરના મંદીરનો પાછલો હિસાબ અને નાણું સબંધી સ્થિતિ ઉપર વિચાર કરીને ઠરાવ્યું કે સેવકોના પંચ પાસેથી રૂપિઆ રૂ. ૧૧૯૬—૯—૧ વસુલ કરવા અને મંદીરની મીલકતનો વહીવટ કરવાને એક સ્કીમ ઘડવાની મંજુરી આપી.

નીચલી કોરટના ઠરાવ ઉપર હાઈકોરટમાં અપીલ લાવવામાં આવી છે. ઓનરેબલ મી. જસ્ટીસ અસ્ટન અને ઓનરેબલ મી. જસ્ટીસ જેકબ સાહેબોએ સને ૧૯૦૩ ની ૩ જી એપ્રીલે અને સને ૧૯૦૩ ની ૨૧ મી ઓગષ્ટે અનુક્રમે નોટીસ કાઢવાનો હુકમ કર્યો હતો. જે ઠરાવની વિરૂદ્ધ અપીલ કરવામાં આવી છે તેની વિરૂદ્ધ વાંધો લેવાનાં કારણો નીચે પ્રમાણે છે.

સને ૧૯૦૩ ની અપીલ નં. ૪૭

નં.ચેની બાબતો કાયદા વિરૂદ્ધ છે કે—

૧ દાવામાં નોંધેલા પુરાવા અને કાયદા વિરૂદ્ધ હુકમ કરવામાં આવ્યો છે.

૨ જે મુદા ઉપર હાલની સ્કીમ ઘડવામાં આવી છે તે ગેરવાજબી છે અને આ કોરટના ઠરાવ વિરૂદ્ધ છે.

૩ નીચલી કોરટે આ દાવાના સંબંધમાં હાઈકોરટને પ્રીવી કાઉસીલે આપેલો જડજમેન્ટનો તદન ખોટો અર્થ કર્યો છે.

૪ નીચલી કોરટે પોતાની સ્કીમથી મંદીરના ટ્રસ્ટી તરીકેના હોદ્દા ઉપરથી ખરૂં જોતાં રદ કર્યા છે.

૫ હાઈકોરટે સ્પષ્ટ રીતે આ બરતરફીને રદ કરેલી છે અને પાછલા બનાવો ઉપરથી જોતાં આવી બરતરફીને કોઈ કાલનો ટેકો મળતો નથી.

૬ હાઈકોરટે વખતો વખત આપેલાં જુદાં જુદાં જડજમેન્ટ જણાવેલુ કે મંદીરની પુજા વિગેરે ક્રીયાઓ સેવકોનાજ હાથમાં રહેવી જોઈએ તે ઉપર નીચલી કોરટે લક્ષ આપ્યું નથી.

૭ હાઈકોરટના જણાવ્યા પ્રમાણે સેવકોને માટે જોઈતી સવડ કરવામાં નીચલી કોરટ નીષ્ફળ નીવડી છે.

૮ મંદીરના ચાલતા આવેલા વ્યવહારને નીચલી કોરટે જોઈતું વજન આપ્યું નથી.

૯ એકઝીબીટ નં. ૧–ની ડ્રાફ્ટ સ્કીમ, જે અનુભવી હિંદુઓને હાથે ઘડાએલી હતી અને ગવર્મેન્ટ ગેઝીટમાં મેકોરફલ સાહેબે પ્રસિદ્ધ કરી હતી, તે ઉપર નીચલી કોરટે ઘટતું ધ્યાન આપ્યું નથી.

૧૦ જે મુદ્દાઓ ઉપર તેવીજ જાતની બીજી સ્કીમો ઘડવામાં આવી છે તેનાથી આ તદ્દન વિરૂદ્ધ છે.

૧૧ ગાગરની આજ સુધીની એકઠી થએલી રકમને મંદીરની પુંજી ગણવામાં ભુલ કરી છે.

૧૨ આ બાબત ઉપર, પુરાવા ઉપરથી એક માલમ પડે છે કે સેવક લોકોને તે રકમ પોતાની અંદર વહેંચી લેવાનો હક છે.

૧૩ મંદીરની વારસીક સરાસરી આવક બરાબર રૂ. ૫૩૨૧૯ થાય છે એવો નીચલી કોરટનો અડસટો ખોટો છે.

૧૪ ગૌશાળા અને ગોપાળ લાલજીનાં ખાતાંનો ખરચ મંદીરની આવકમાંથી વસુલ કરવો એ તેમની ભુલ છે.

૧૫ એકઝીબીટ નં. ૨૨૫ ના સબંધમાં તેમણે જે સેવક લોકોની રીતભાત તરફ રીમાર્ક કરી છે તે ગેરવ્યાજબી છે.

૧૬ ગાગરના પૈસા એકઠા કરવા અને વહેંચણી કરવામાં, ભેટ અને નોછાવરની બાબતમાં, વાદીના કેસનો તેમણે ખોટો અર્થ કર્યો છે.

૧૭ નીચે પ્રમાણેની કલમો સ્કીમમાં દાખલ થવી જોઈએ નહિ:— ૪, ૭, ૧૪, ૧૮, ૨૧, ૩૦, ૩૧, ૩૨, ૩૪, ૩૫, ૩૭, ૬૫, ૬૬.

૧૮ વાદીની તકરારને અનુસરીને નીચેના નિયમમાં ફેરફાર થવો જોઈએ:— ૫, ૬, ૮, ૧૨, ૧૫, ૧૬, ૨૦, ૨૩, ૨૪, ૨૫, ૨૮, ૩૯, ૪૦, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૫૩, ૫૪, ૬૦, ૬૩, ૬૪, ૬૮, ૬૯, ૭૩, ૭૪, ૭૬, ૭૭.

૧૯ ભંડાર અને ગૌશાળાનું ખાતું તેમણે બરાબર ઘડયું નથી.

૨૦ સેવક લોકોને જે પ્રસાદ મળે છે તે પ્રસાદને તેમની આવકમાંની એક બાબત ગણ્યાથી તે આવકનો આંકડો ખોટો આવ્યો છે.

૨૧ સિંહાસન અને નિજમંદીરમાં જવા વાસ્તે સેવક લોકોને પાસ લેવાની ફરજ પાડવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૨૨ સેવક અને ગોરને સરખા ગણવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૨૩ સેવક લોકોને તાંબ્વેકરના પગારદાર પુજારીઓ ગણવામાં ભુલ કરી છે.

૨૪ સ્કીમમાં કંઇ ઉમેરવાને અગર ફેરફાર કરવાને સેવક લોકોએ અરજી કરેલી તેના ઉપર ધ્યાન અપાવું જોઈતું હતું. અને તે ઉપર જે ટિકા કરી છે તે ગેરવ્યાજબી છે.

૨૫ ભંડાર ઉપરથી સેવક લોકોને તેમનાં ભાણાં લેઇલેવા સબંધી જે હુકમ કર્યો છે તે ખોટો છે.

૨૬ ભંડારી બાવાને અને નિજમંદીરના નોકરોને નિમવાનો અને બરતરફ કરવાનો સેવકોનો જે હક છે તે લેઇલેવો જોઇએ નહિ.

૨૭ મંદીરની રાજભોગ, વૈભવ જેમ અત્યાર સુધી સેવકો કરતા આવ્યા છે તેની વચમાં પડવાનો વહિવટદાર કે કમીટીને કંઈ પણ હક નથી એવું સ્કીમમાં ચોખ્ખું આવી જવું જોઈએ.

૨૮ વાદીએ જે સરતો સામે વાંધો લીધો છે તેમાં ફેરફાર નહિં કરી છે મોટી ભુલ કરી છે.

અપીલ નં. ૧૦૫ સને ૧૯૦૩

૧ પ્રીવી કાઉંસીલે મુકરર કરેલા હાઈકોરટના ઠરાવની સરતો વિરૂદ્ધ નીચલી કોરટનો ઠરાવ છે.

૨ જે માગણીઓ કમીશનરે સેવકોની વિરૂદ્ધ રજુ કરી હતી તેમાંની ઘણીખરી ફરિઆદીના તરફથી છોડીદેવાનો મી. ભીમભાઈને હક નહોતો.

૩ જે દાગીના ગુમ થયા છે તેનો જવાબ દેવાનો સેવકને માથે છે. અને જ્યાં સુધી તેઓ જવાબ દઈ શક્યા નથી ત્યાં સુધી કમીશનરના કહેવા પ્રમાણે તેઓ ઉચાપત કરવામાં આવ્યાં છે એમ માનીશકાય.

૪ મંદીરની તરફેણના દાવામાં રૂપિઆ ૩૫૦—૦—૦ ખરચવાનો સેવકોને હક નહોતો.

૫ આ દાવાના સંબંધમાં જે ખરચ થયું છે તેનો બોજો મંદીર ઉપર નાંખવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૬ સેવક અને મેવાડા ગોર વચ્ચે ચાલેલા દાવામાં રૂ. ૩૯૮૮ નું ખરચ થયું તેમાંનો કાંઈપણ હિસ્સો શેવકો પાસેથી વસુલ કરાય નહિ એમ મત આપવામાં નીચલી કોરટ ભુલ કરેછે.

૭ ગોપાળ લાલજીની પેઢીના જે રૂ. ૧૬૧૪૮—૧૩—૧ જે લેણા છે તે સેવકોએ આપવા જોઇએ.

૮ હિસાબ તપાસ્યાપછી શેવક લોકો માત્ર રૂ. ૧૧૯૬—૯—૧ ને માટેજ જવાબદાર છે એવો નીચલી કોરટનો અભિપ્રાય ખોટો છે.

૧૦ નીચલી કોર્ટે ઘડેલી સ્કીમ કેટલીક બાબતોમાં વાંધા ભરેલી અને અસંતોષ કારક છે.

૧૧ સદહું સ્કીમમાં, મેવાડા ગોરના સબંધમાં, તેમના કેટલાક હકપર દબાણ થાય છે. અને તે ૧૮૮૮ ની નં. ૩૬ માની અપીલના સબંધમાં હાઇકોરટના મુદ્દાથી તદન વિરૂદ્ધ છે.

૧૨ મેનેજીંગ કમીટીમાં મેવાડા ગોરનો પ્રતિનિધી આવી જવો જોઇએ, કારણકે મંદીરના વહિવટમાં અને મંદીરની બરાબર પુજા વિગેરેમાં તેઓનો પણ સ્વાર્થ રહેલો છે.

૧૩ નિજમંદીર અને સિંહાસનમાં જવા વાસ્તે મેવાડા ગોર લોકોએ પાસ લેવા જોઇએ એવો ઠરાવ કરવામાં સ્કીમની કલમ નં. ૬૩–૬૪–૬૫, તેમના મંદીરમાં સ્વતંત્રપણે પેસવાના ચાલતા આવેલા હકની વિરૂદ્ધ છે. અને તેવી મતલબનો ઠરાવ સને ૧૮૮૮ માં અપીલ નં. ૩૬ માં હાઇકોરટે પણ ઠરાવ કર્યો છે.

૧૪ મેવાડા ગોર અને તેમના યજમાન લોકોને પણ આ સ્કીમની કલમ નં. ૩૧ લાગુ પડવી જોઇએ નહિ કારણકે તેમના પણ ચાલતા આવેલા હકની વિરૂદ્ધ છે.

૧૫ ૧૮૮૮ ની અપીલ નં. ૩૬ માં અને ૧૮૮૮ ના દાવા નં. ૧૮ ના ઠરાવમાં ઠરાવેલા મેવાડા ગોરના હકમાં કોઈ પણ રીતે ખલેલ થશે નહિ એવી એક નોખી કલમ સ્કીમમાં આવી જવી જોઇએ.

૧૬ મંદીરની વારસીક ઉપજમાંથી ૮ા ટકા સેવક લોકોને મળવા જોઇએ એવો નીચલી કોરટનો ઠરાવ ખોટો છે.

૧૭ ખરચ કરતાં આવકમાંથી જે કંઇ વધે તે સેવક અને રીઝર્વ ફંડ વચ્ચે સરખે હિસ્સે વેચાવું જોઇએ એવો નીચલી કોરટનો ઠરાવ ખોટો છે.

૧૮ નીચલી કોરટે રીઝર્વ ફંડ માટે આવકનો ઓછામાં ઓછો ૪ થો હિસ્સો જુદો રાખવો જોઇએ.

૧૯ સ્કીમમાં એવી સરત આવવી જોઇએ કે જે માણુસના સ્વાર્થ મંદીરનાં કલ્યાણની વિરૂદ્ધ છે તે મંદીરની કમીટીના મેમ્બર તરીકે અથવા મંદીરના ખાતાના મેમ્બર તરીકે નાલાયક છે.

૨૦ ખરચ સંબંધી થએલો હુકમ તદન ખોટો છે.

સીવીલ પ્રોસીજર કોડની કલમ નં. ૫૬૧ ની રૂએ ઉપર કહેલો પ્રતિવાદી સને ૧૯૦૩ ની એફ: એ નં. ૪૭ માં નીચે પ્રમાણે ક્રોસ તકરારો બતાવે છે.

૧ તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર પ્રતિવાદી તરફથી વ્યાજબી રીતે કામ કરી શકે નહિ. કારણકે ૧૯૦૧ કે એટલામાંજ તેની પાકી ઉમ્મર થએલી છે.

૨ પ્રતિવાદી તરફથી આગમચથી કબુલાત લીધા સિવાય તેનાથી કોઇ પણ બાબત કબુલાય નહિ.

૩ એ પ્રમાણે સત્તા વગર જે કબુલાતો કરવામાં આવી હશે તેથી કરીને મંદીરની થાપણમાંથી તેને મળવી જોઇએ તેવી એક મોટી રકમ લેઇ શકાશે નહિ.

૪ મી. માધવરાવ યશવંતરાજેની હિસાબ તપાસવાની કમીશનર તરીકેની નિમણોક ગેરવ્યાજબી છે અને પ્રતિનિધીના હકની તદન વિરૂદ્ધ છે.

૫ વાદીને અગાઉથી ખબર આપ્યા સિવાય તે નિમણોક થએલી તેથી પણ તે ગેરવ્યાજબી છે.

૬ મી માધવરાવની પહેલાંની હકીકત ઉપરથી સ્પષ્ટ માલુમ પડશે કે તે સેવકોની તરફ તેનું વલણ હતુ અને તેથી કરીને આ બાબતમાં નિષ્પક્ષપાતપણે વિચાર કરવાને અશકત હતો.

૭ સદહું કમીશનરે જે રીતે પોતાનું કામ બજાવ્યું છે તે તદન ગેરવ્યાજબી છે. પ્રતિવાદી, જે તે વખતે પાકી ઉમરનો હતો, તેમજ તેના તરફના કોઇપણ માણસને સાંભળવાને દિવસ ઠરાવ્યો નહોતો તેમ કંઇપણ નોટીસ પહેલાં આપી નહોતી.

૮ જો પ્રતિવાદીને કમીશનરે પોતાની પાસે હાજર થવાની તક આપી હોત તો તેણે સાબિત કરી બતાવ્યું હોત કે અપીલ કરનાર સેવકો રૂ. ૧૫ થી ૨૦ લાખ માટે જવાબદાર છે.

૯ જે જે બાબતો સામે પ્રતિવાદીએ અપવાદ બતાવ્યા છે તે બાબતો માટે સેવકો ઉપર કમીશનરે ભરોંશો મુકવો જોઇતો નહોતો.

૧૦ ઠાકોરના મંદીર અને સ્વસ્થાનની બાબતોમાં જે મુદ્દાઓ હાઇકોરટે વખતો વખત મુકરર કર્યા હતા તેના ઉપર નજર રાખીને કમીશનરે હિસાબ વિગેરે તપાસવા જોઇતા હતા.

૧૧ પ્રતિવાદીએ ડીસ્ટ્રીકટ કોરટને આ બાબતમાં જે તકરારો બતાવી હતી તેમાં બતાવેલી જુદી જુદી બાબતો અને પ્રસંગો ઉપર ઘટતું ધ્યાન આપવું જોઇતું હતું.

૧૨ દાવો ચાલે તે દરમ્યાન મંદીરની વ્યવસ્થા કરવાને નિમાયલા રીસીવર મી. લલ્લુભાઇ નંદલાલે ડીસ્ટ્રીકટ કોરટને જે આંકડા બતાવ્યા હતા તેના ઉપર પણ તેણે ધ્યાન આપવું જોઇતું હતું.

૧૩ કમીશનરના રીપોર્ટ ઉપરથી માલુમ પડે છે કે જે બાબતો તેણે રદ કરવી જોઇએ તે તેણે મંજુર રાખી છે અને જે મંજુર રાખવી જોઇએ તે તેણે રદ કરી છે.

૧૪ જે બાબતોની મંજુરી કમીસનરે સેવકોને આપેલી નથી તેની મંજુરી ડીસ્ટ્રીકટ કોરટે તેમને આપવી જોઇતી નહોતી.

૧૫ કેઇ કેઇ બાબતો સાચી છે અને કેઇ ખોટી છે તે નક્કી કરવાને માટે ડીસ્ટ્રીકટ કોરટે હિસાબમાં વધારે ઉંડા ઉતરીને તપાસ કરવો જોઇતો હતો.

૧૬ ડીસ્ટ્રીકટ કોરટે દાવાનું સ્વરૂપ સમજવામાં ભુલ કરી છે. અને જે કેસનો ચુકાદો ૨૦ વરસ ઉપર અપાયેલો હતો તેનાં સિદ્ધાંતો ત્યાર પછીના કેસ ઉપર લાગુ પડીને ભુલ કરી છે.

૧૭ છેક ૧૮૭૨ ની ૮ મી એપ્રીલે હાઈકોરટે જે ઠરાવ કર્યો હતો કે સેવકોનો ટ્રસ્ટી તરીકે કંઇપણ હક નથી એટલુંજ નહિ પણ તેમનો જોઇન્ટ મેનેજમેન્ટમાં પણ કંઈ હક નથી તે અગત્યની બાબતનું નીચલી કોરટને વિસ્મરણ થયું છે.

૧૮ તેથી કરીને સેવકોનો દરજનો સમજવા વિશે કોઈ પણ જાતની શંકા રહેતી નથી. અને સ્વસ્થાનની મિલકતને માટે તેઓ જવાબદાર છે.

૧૯ સેવકોની વિરૂદ્ધ હુકમનામું નહિ આપવાને ડીસ્ટ્રીકટ કોરટે નીચેના કારણો બતાવ્યાં છે.

૧ સેવકો પૈસાદાર નથી હોતા તેથી કરીને તેમની સામેનું હુકમનામું બજાવી સકાસે નહિ. તે કારણ કેસના પુરાવાની વિરૂદ્ધ છે.

૨૦ જો શેવકોની સામે હુકમનામું કરવામાં આવે તો તેનો બોજો ખમીશકે તેવા પૈસાદાર થોડાએક છે.

૨૧ સ્કીમમાં જણાવ્યા પ્રમાણે સેવકોને પગાર બદલ ગુજરાન માટે જે રકમ મળે છે તેમાંથી પણ આ હુકમનામું બજાવી શકાય.

૨૨ ૧૫ વરસની વહેંચણી તરીકે રૂ. ૬૪૭૫૮ ની રકમ જે શેવકોને આપવાનો ઠરાવ કર્યો છે તે ઘણીજ વધારે છે. મેકોરકલ સાહેબે ઠરાવેલી હદની ઉપરાંત છે તેમજ હાલની સ્કીમની પણ હદ ઉપરાંત છે.

૨૩ નં. ૩ ની બાબત (મંદીરના લાભમાં હોય તે સિવાય) જે કમીશનરે ના મંજુર કરી હતી તેને જડજે ભુલથી મંજુર કરી છે.

૨૪ નં. ૪ થાની બાબત વિશે તે કલમની રૂએ કોઈ પણ જાતનો ખરચ કરવાની શેવકોને જરૂર છે તેવું સાબિત કરવામાં આવ્યું નથી.

૨૫ તકરાર થાય તેવી કંઇ સાબિતી માલમ પડતી નથી અને ડીસ્ટ્રીકટ કોરટના રીમાર્ક પ્રમાણે તેને માટે કોઈ પણ જાતનો પુરાવો નથી.

૨૬ કોરટે નં. ૫ ની બાબત શેવકોના લાભમાં ભુલથી મંજુર કરી છે. જો કે કમીશનરે તેમ કર્યું નથી.

## સ્કીમની સામેની તકરારો.

૨૭ સ્કીમમાં ઘડેલી કમીટીમાં તાંમ્બેકર કુટુંબનો ઓછામાં ઓછો એક મેમ્બર હોવો જોઇએ.

૨૮ તેને કાસ્ટીંગ વોટનો હક હોવો જોઇએ.

૨૯ તે મેનેજીંગ મેમ્બર હોવો જોઇએ. પણ જો કોઈ બીજો માણુસ નિમાય તો તેની નિમણોક તાંમ્બેકર કુટુંબની મંજુરીથી થવી જોઇએ કારણકે તાંમ્બેકર ડાકોરના મંદીરમાં પોતાનું ઘણું હિત સમજે છે અને હાલનો પ્રતિનિધી ડાકોરનો રહિશ છે.

૩૦ શેવક વર્ગના કોઈ પણ માણુસને નોકર તરીકે દાખલ કરવો જોઇએ નહિ.

૩૧ રીસીવર કમીટનો મેમ્બર હોઈ શકે નહિ.

૩૨ મેનેજર શી રીતે નિમવો તે તથા "રીસીવર" અથવા "શેક્રેટેરી" ૬ ઠી કલમમાં આવવું જોઇએ.

૩૩ રીસીવરની નિમણોક માટે ત્રાંમ્બેકરની સંમત્તિ જરૂરની છે.

૩૪ ત્રાંમ્બેકર એમસેન હોવો જોઇએ

૩૫ જો કરેલી શરતો અમલમાં આવે તો શેવકોની ઉપજ ઘણી વધી જાય. જુઓ મેકોરકલ સાહેબે રૂ. ૧૫૦૦ મુકરર કરેલા છે અને તેમાંથી ખોવાએલી વસ્તુની જવાબદારી વસુલ કરવાની છે.

૩૬ કમીશનર મી. માધવરાવને આપેલા રૂ. ૪૫૦૦ માટે સેવકોને જવાબદાર ગણવા જોઇએ.

૩૭ ગોપાળ લાલજીની પેઢીમાંથી જે મોટી રકમ સેવકોએ ઉચાપત કરી છે તેને માટે તેઓને જવાબદાર ગણવા જોઇએ.

૩૮ કિમ્મતને વાસ્તે થએલો હુકમ ગેરવ્યાજબી છે. મંદીર ઉપર આ ખરચનો બોજો નહિ પડવો જોઇએ.

સાથેના જડજમેન્ટમાં બતાવેલા કારણસર કોરટ ઠરાવ કરે છે કે ડીસ્ટ્રીક્ટ કોરટે ઠરાવેલી સ્કીમની જગ્યાએ આ સુધારેલી વધારેલી સ્કીમ અમલમાં મુકવી જોઇએ.

આ કોરટમાં બન્નો પક્ષને થએલો ખર્ચ જેમ રીસીવરના હાથમાંથી નાંણું આવતાં જશે તેમ વસુલ કરવામાં આવશે.

મી. રતનલાલ ને રૂ. ૧૮૦૦, મી. રામદત્ત વીઠોબા દેશાઈને રૂ. ૪૫૦, મી. મહેતાને રૂ. ૪૫૦ આ પ્રમાણે તેમ કોરટ ખાસ બદલો અપાવે છે. અને તે રીસીવરના હાથમાં આવેલાં નાંણાંમાંથી સગવડ પડશે તેમ વસુલ કરવામાં આવશે.

તા. ૧૨ સપ્ટેમ્બર ૧૯૦૬

સહી, એલ. જેન્કીન્સ

„ એચ. એફ. એસ્ટન

## હાઇકોરટના ખરચનું બીલ.

### ૧૯૦૩ ની ૧ લી અપીલ નં. ૪૭

વાદીઓનું:—

| | |
|---|---|
| અપીલનો સ્ટાંપ | રૂ. ૨૦—૦—૦ |
| હુકમ અને જડજમેન્ટની કોપીનો સ્ટાંપ | રૂ. ૧—૮—૦ |
| ૫ વકીલાત નામાંના સ્ટાંપ | રૂ. ૧૦—૦—૦ |
| મરીગએલાંના વારશોનાં નામ દાખલ કરવાની અરજીઓના સ્ટાંપ | રૂ. ૮—૦—૦ |

અપીલ કરનાર નં. ૧-૨-૬

પ્રતિવાદી નં. ૨-૩

| | |
|---|---|
| પ્રોશેર ભથ્થુ | રૂ. ૨—૦—૦ |
| ફી કારકુનની ફી | રૂ. ૨૧-૦—૬ |
| વકીલની ફી | રૂ. ૩૯-૧૨-૯ |
| છપામણી | રૂ. ૫—૦—૦ |
| એફીડેવીટનો સ્ટાંપ | રૂ. ૧—૦—૦ |
| એકઝીબીટ અ ઉપરનો સ્ટાંપ | રૂ. ૦—૮—૦ |
| પ્રતિવાદી નં. ૧ ના કહેવાથી સને ૧૯૦૫ ની ૧૯ મી જુલાઈ. | |
| એ કેસ મુલતવી રખાવવાનો ખરચ | રૂ. ૭૫-૦—૦ |
| તપાસણીની ફી | રૂ. ૧—૦—૦ |
| કુલ | રૂ. ૧૮૪-૧૩-૩ |

આમાંથી રૂ. ૭૫ પ્રતિવાદી નં. ૧ ત્રાંમવેકર પાસેથી વસુલ કરવાની.

## પ્રતીવાદીઓનું ખર્ચ.

| | |
|---|---|
| ૬ વકાલત નામાંના સ્ટાંપ | રૂ. ૧૨-૦—૦ |
| વકીલની ફી | રૂ. ૩૯-૧૨-૯ |
| તપાસણી | રૂ. ૧—૦—૦ |
| પ્રતિવાદી નં. ૧ ના કહેવાથી ૧૯૦૫ ની ૧૯ મી જુલાઇએ કેસ મુલતવી રખાવ્યા નો ખર્ચ. | રૂ. ૭૫-૦—૦ |
| વધારાના કાગળો મોકલવાની અરજીના સ્ટાંપ | રૂ. ૨-૦-૦ |
| કુલ | રૂ. ૧૨૯-૧૨-૯ |

એમાંથી રૂ. ૭૫ પ્રતિવાદી નં. ૧ ત્રાંમ્બેકર પાસેથી પ્રતિવાદી નં. ૨ ને ૪ એ વસુલ કરવાના.

૧૯૦૩ ની ૧૦૫ નંબરની ૧ લી અપીલ.

વાદીઓનું ખર્ચ—

| | |
|---|---|
| અપીલનો સ્ટાંપ | રૂ. ૧૦-૬--૦ |
| હુકમ અને જડજમેન્ટની કોપી માટે સ્ટાંપ | રૂ. ૧—૦—૦ |
| ૩ વકાલતનામા માટે સ્ટાંપ | રૂ. ૬—૦—૦ |
| મરીગએલા વાદી નં. ૧ નં. ૨ નાં | |
| વારસોનાં દાખલ કરવા માટે અરજીનો સ્ટાંપ | રૂ. ૪—૦—૦ |
| પ્રોસેર ભથ્થું | રૂ. ૩—૦—૦ |
| ફી કારકુનની ફી | રૂ. ૨૧-૦—૦ |
| છપામણી | રૂ. ૫—૦—૦ |
| વકીલની ફી | રૂ. ૩૯-૧૨-૯ |
| કુલ | રૂ. ૯૦—૩—૩ |

પ્રતિવાદી નં. ૧-૩-૪ નો ખર્ચ.

| | |
|---|---|
| બે વકાલતનામાંના સ્ટાંપ | રૂ. ૪--૦--૦ |
| વકીલની ફી | રૂ. ૩૯-૧૨-૯ |
| કુલ | રૂ. ૪૩-૧૨-૯ |




સહી. પી. ઇ. પરસીવલ

એકટીંગ રજીસ્ટ્રાર

ઇંગ્રેજીમાંસહી

તા. ૨૩-૧૧-૧૯૦૬

# ડાકોર ટેમ્પલ કમેટી અને ચેરમેન સાહેબ.

અરજદાર ગોર અંબાલાલ જીવરામ રહેનાર ડાકોરનાની અરજ એ છે જે—

૧ મુંબાઇની નામદાર હાઇકોરટમાં ક્રોસ અપીલ નંબર ૪૭ અને નં. ૧૦૫ સને ૧૯૦૩ તથા અપીલ નં. ૩૬ સને ૧૮૮૮ તથા અપીલ નં. ૧૯ સને ૧૮૮૩ તથા અમદાવાદના આ. જડજની કોરટનો નં. ૧૮ સને ૧૮૮૭ ના કામોમાં પક્ષકાર છું તે પ્રસંગે નામદાર કોરટે ડાકોર ટેમ્પલના વહીવટ સંબંધે એક સ્કીમ ઘડી છે તેમાં હું વીગરે ત્રવાડી મેવાડા ગોરોનું હીત છે ને તે સ્કીમની કલમ ૧૨ આધારે આપ કમેટી બાય રૂલો ઘડસે તે કલમની પેટા રકમ ૪ માં અમો ગોરો વીસે લખ્યું છે કે—( નીજમંદીરમાં પ્રવેશ કરવાદેવાને પાસ વીગરે આપવા તે બાબત અને સીંહાસન પાટીયા ઉપર હદ ઉપરાંત ગરદી વીગરે થાય નહી તેવો તેઓ બંદોબસ્ત કરવાને નીયમ ઘડે પણ તેવા નીયમ ત્રાંએકર કુટુંબના કોઇપણ સખસને લાગુ પડે નહી. તેમજ શેવકો અને ગોરલોકોના નકી થએલા હકની વચમાં આ.વે નહી ) તે પ્રસંગે જાહેર કરૂછુ કે વાદી ત્રવાડી મેવાડા ગોરોને પ્રતીવાદી શેવકોના કામમાં મુંબાઇની નામદાર હાઇકોરટમાં અમદાવાદના આ. જડજની કોરટનો નં. ૧૮ સને ૧૮૮૭ ઉપર અપીલ નં. ૩૬ સને ૧૮૮૮ માં અમો ત્રવાડી મેવાડા ગોરોના લાભમાં હુકમનામુ થયુ છે.

વાદીઓ વંસપરંપરાના ગોર છે.

૧ જ્યારે જ્યારે નીજમંદીર ઉઘાડુ હોય ત્યારે ત્યારે દરસન, ચરણસ્પર્સ, પંચામ્રત, પુંજા, કેસરસ્નાંન અને નોંછાવર કરવા સારૂ તથા તુળશી ચઢાવવા સારૂ તથા રાજભોગકે સાંમગ્રી ધરાવવા તથા વસ્ત્ર અને દાગીના ચઢાવવા સારૂ અગર બીજી કોઈ ધર્મક્રીયા કરવા સારૂ વાદીઓને નીજમંદીરમાં જવાનો હક્ક છે.

૨ જ્યારે જ્યારે નીજમંદીર ઉઘાડુ હોય ત્યારે ત્યારે સહ-
રહુ કામોસર પોતાના યજમાનો સાથે વાદીઓને ની-
જમંદીરમાં જવાનો હક છે. અને શ્રીની મુર્તીની
આગળ જે સેવક હાજર હોય તેમની પરવાનગી
લેઇ વાદીઓને પોતાના યજમાનોને સીંહાસન ઉપર
લઇ જઇ પંચામ્રત પુજા તથા કેસરસ્નાંન કરાવવાનો
હક્ક છે.

૩ વાદીઓની સાથે જનાર યજમાંન નીજમંદીરમાં જે
કાંઈ તેમના હાથમાં આપે તે લેવાને વાદીઓ હકદાર
છે પરંતુ તે સીવાય બીજુ કાંઇ તેઓ નીજમંદીરમાં
હોય ત્યાંહાં સુધી તેમણે લેવું નહી.

૪ જ્યારે જ્યારે નીજમંદીર ઉઘાડુ હોય ત્યારે ત્યારે
વાદીઓને યજમાનો સહીત અગર તેમના વગર સ-
જ્યા મંદારનાં દરસન તેની જાલી આગળથી કરવાનો
હક છે.

ઉપરના બધા હકો વાદીઓને છે. વાદીઓના ઉપરના બધા હકોનો ઠરાવ આ હુકમનાંમાંથી કરવામાં આવે છે અને આ હુકમનાંમાંથી પ્રતીવાદીઓને મનાઇ કરવામાં આવે છે કે. તેઓએ વાદીઓના બધા ઉપર કહેલા હકોને કોઈ પણ રીતે હરકત કરવી નહી અગર તે ખંડીત કરવા નહી. એમ નામદાર હાઇકોર્ટે હુકમનામુ કર્યું છે. ને તે આ સ્કીમ ઘડતી વખતે હાઈકોરટના જડજોએ કબુલ રાખ્યું છે માટે અરજ કરવાની કે આપ જે બાય લૉ ઘડો તેમાં અમો ગોરોના હકો પુરેપુરા નાંમદાર કોરટના હુકમનાંમાંમાં લખ્યા પ્રમાણેજ દાખલ કરશો ને તે આધારે ગોરોને વરતતાં હરકત થાય નહી એવો ઠરાવ કરસો. સદરહુ લખે-

ની હકીકતની ખાત્રીતી માટે કમેટી જે જે દાખલા લેવા માગશે તે તે હું બતાવવા તઈઆર છું. તા. ૧૨ માહે અગષ્ટ સને ૧૯૦૭

અંબાલાલ જીવરામ સહી. દા. પોતે.

આ અરજી રજીષ્ટર કરાવી મોકલી છે.

હવે મંદીરનો વહીવટ કમેટી કરે છે.

તા. ૨૫-૧૧-૧૧ ના રોજ ગોરની અરજીથી અમદાવાદના મે. ડી. જડજ સાહેબે બે માસની અંદર બાય રૂલ્સ તૈયાર કરી કોરટમાં મંજુર થવા રજુ કરવાનો ટેમ્પલ કમેટીને હુકમ કર્યો છે.



# ભાગ ૪

## ગુજરાતી.

### પરચુરણ અરજીઓ.

મેહેરબાન રીસીવર સાહેબ.

સ્વસ્થાંન ડાકોર શ્રી રણછોડરાયજી મહારાજના પુંજારીઓ ઉપર સને ૧૮૮૭ ના નંબર ૧૮ નુ હુકમનામું, તેની બજા-મણીના કાંમનું મે. અમદાવાદના આસીસ્ટંટ જડજ સાહેબે ફરમાવ્યું છે કે અમો નીજમંદીરમાં જતાં તથા કોરટના થએલા હુકમ પ્રમાંણે અમલ થવા દેવામાં કોઇ પ્રતીવાદી હરકત કરે તો એફીડેવીટ ઉપર એ વાત જાહેર કરવી તેથી તારીખ ૭ માહે અકટોમ્બર સને ૧૮૮૮ ના રોજ અમો મધેથી પરસોતમ બાપુજી પોતાના યજમાન સાથે નીજમંદીરમાં જવાલાગ્યા તે વારે સેવકોના તરફથી ટીકીટ આપનાર તેના નોકરે ટીકીટ વગર જવા-દેવાની નાપાડી પરંતુ જે રૂલથી ટીકીટો લેવી ઠરી છે તે રૂલ આ દાવાના કાંમમાં રદ કરવામાં આવ્યો છે, તે રૂલ થતાં પહેલાં પરવાંનગી એ જેવી રીતે અમો નીજમંદીરમાં જતા આવતા હતા, અને અમારા યજમાનો સહીત સીહાસન ઉપર ચડી, પં-ચામૃત પુંજા વીગેરે જે જે ધર્મક્રિયાઓ કરવી, તે તે કરતા અને કરાવતા હતા. તે પ્રમાંણે જવા આવવાનો તથા ઉપર પ્રમાણે ધર્મક્રિયાઓ કરવાનો, તથા કરાવવાનો વીગેરે અમારો હક સ્થા-પીત થએલો છે, તેથી વગર પાસ ટીકીટે અમો નીજમંદીરમાં જઇ સકીએ છીએ, તેમજ અમારા યજમાનોને સાથે લેઇ તેવીજ રીતે જઇ સકીએ છીએ, એમ છતાં ઉપર પ્રમાણે, હરકત થઇ છે, તે હરકત કરવામાં આ.પ સાહેબના તરફથી સંમતી હોયતો મેહેરબાની કરી અમને આ નીચે જણાવવું જોઇએ કેમકે લખીત

રાખવા સીવાય આપના વીરૂદ્ધ કાંઈ એક્ષીડેવીટ કરવાને અમને વીચાર રહે છે આપને ડીસ્ટ્રીકટ જડજ સાહેબે જે અખીઆર આપ્યો છે તેમાં આવી બાબતમાં વચ્ચે પડવાની આપને સત્તા નથી તેથી આપે આપના અધીકાર ઉપરાંત કાંઇજ કર્યું નહી હોય તોપણ એવો વાંધો ના ઊઠે તે સારૂં આ લખીત માગણીથી લખીત જવાબ મગાવા વીનંતી કરી છે. તા. ૭ મી માહે અકટોબર સને ૧૮૮૮

પરસોતમ બાપુજીની સહી.

## અરજદારને જવાબ જે—

તમારા ને સેવકના વચમાં મંદીરમાં જવા વીગેરે સંબંધી દાવો થએલો તે બાબત મેહેરબાંન આસીસ્ટંટ જડજ સાહેબ બાહાદુરે કરેલા હુકમનામાનો અમલ થવાનો અપીલ થવાથી બંધ હતો. તે બાબતમાં નામદાર હાઇકોરટના હુકમથી જામીન લઈ અમલ કરવા સાહેબ માહાસુખે ઠરાવ કર્યાનું તમે જાહેર કરી એક ઇંગ્રેજી નકલ બતાવવા ઉપરથી અમે હુકમનાંમાંની નકલ વાંચી જોઇ તેમાં સેવકોની સારી નીષ્ટાથી બંદોબસ્ત રાખવાના અને પુજાની સુધડતાઇ સાચવવાના સ્થાપીત થએલા હકોને તાબે રહી અથવા અનુસરીને સખડીભોગના દરસન વખત સીવાય જ્યારે જ્યારે મંદીર ઉઘાડુ હોય ત્યારે તમે એકલા અથવા યજમાનો સાથે જવાનો હક ઠરાવ્યો છે તેથી કરીને કેટલાક વરસથી ચાલતા આવેલા હકો જે કે માજી રીસીવર સાહેબની વખતમાં જારી રહેલા છે ને રીસીવરને ઉપજનો બંદોબસ્ત રાખવાને બાબત મેહેરબાન અમદાવાદ જીલ્લાના ડીસ્ટ્રીકટ જડજ સાહેબ બહાદુરે નીમેલા છે તેથી હુકમનાંમાંમાં લખેલા પ્રમાણે જે હકો જારી છે તે પ્રમાણે પાસ યાને ટીકટ આપીને તમને મફત અને યજમાનોને પુજા વીગરે જે કરવુ હોય તે સબંધી ઠરેલા હક પ્રમાણે પૈસા લઇ પાસ આપવા અને તેમની સાથે જવું તથા સીહાસન ઉપર સેવકોની રજાથી પંચામૃત પુજા અને

કેસરસ્નાન વખત તમારે યજમાનો સાથે સીંહાસન ઉપર અને બીજા દરસનનાં વખત મંદીરમાં જવાની પરવાનગી આપી છે તેથી મેહેરબાન આસીસ્ટંટ જડજ સાહેબના હુકમનામાં પ્રમાણે અમલ કર્યાનું અમે સમજીએ છીએ. તમારી તકરાર પાસ ના લેવાની છે. પરંતુ તે પ્રમાણે હુકમનામાનો હેતુ નથી. તમારા યજમાનો પાસે જે નીયમ પ્રમાણે પૈસા લેવામાં આવે છે તે પ્રમાણે ના લેવામાં આવે તો શ્રી રણછોડરાયજીની ઉપજમાં મોહોટું નુકશાન છે તમને પાસ મફત આપીએ છીએ અને દાખલો રાખીએ છીએ પાસ લેવા તમારી ખુસી નથી પરંતુ તેમ કરવામાં આવેતો ગોરનુ નામ બતલાવી ઘણા લોકો મંદીરમાં પેસી જાય. તેથી શ્રી રણછોઠરાયની સુઘડતાઇ સચવાય નહી કેમકે દરસન વખત પેરા ઉપર ઊભા રહેલા સીપાઈ કોણુ ફલાંણો ગોર છે. ને ફલાણો નથી એવી રીતે એળખતા નથી એટલુજ નહી પણ હાઇકોરટથી છેવટ ઠરાવ તમારા ગેરલાભમાં હુકમનામુ થાયતો તમને પાસ મફત આપી જવાદીધેલા તેના પૈસા તમારી પાસેથી લેવાપડે માટે તમને મફત પાસ આપી જવાદઇએ છીએ તે હુકમનામા વિરૂદ્ધ છે અથવા તમને હરકત છે એવુ અમે સમજતા નથી. તે જાણવા લખ્યુ છે. તમને પાસ ટીકટ વગર અંદર પેસવાને રીસીવરના સીપાઇઓ અટકાવ કરે છે, કાંઇ સેવકોના તરફથી હરકત કરે છે એમ સમજવુ નહિ અમને મે. ડીસ્ટ્રીકટ જડજ સાહેબે જે કાંમ સારૂ નીમ્યા છે તેમાં ઊપજનો બાબત મોક્ષ છે ને આ તકરાર પણ ઉપજ સબંધી છે તેમ છતાં તમારે મેં. ડીસ્ટ્રીકટ જડજ સાહેબને અરજ કરી હુકમ લાવશો તો પછીથી હુકમ પ્રમાણે વરતવા તૈયાર છીએ તા. ૭ મી માહે અકટોબર સને ૧૮૮૮

રજુકારકુન. લલ્લુભાઇ કરસનદાસ.

નરસીલાલની સહી રીસીવરની સહી.

# ગુજરાતી.

( સ્ટાંમ્પ ટીકટ રૂ. ૦-૮-૦ )

મેહેરબાન અમદાવાદ ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોરટમાં નંબર ૨૦૫ સને ૧૮૯૦

અમો અરજદાર પરસોતમ બાપુજી તથા પુરસોતમ ઉત્તમરામ વીગરે સ્વસ્થાન ડાકોરનાની અરજ એ છે જે—

શ્રીજીના પુજારીઓ ઉપર અમોએ નંબર મજકુરનો દાવો મેહેરબાંન એડવોકેટ જનરલ સાહેબની મંજુરીથી કરેલો તેનો નામદાર હાઈકોરટથી અમારા લાભમાં તા. ૩ મે સને ૧૮૮૭ ના રોજ ચુકાવ થયો છે અને તે ઉપરથી દેવળની મીલકત સબંધી હીસાબ લેરા તથા ઉપજ સબંધીની બાબતમાં રીસીવર નીમવામાં આવ્યો છે મંદીરના વહીવટ સબંધીની યોજના તથા ધારા હવે પછી નામદાર હાઈકોરટના ઠરાવ પ્રમાણે આપસાહેબને કરવાના છે. પરંતુ તે પેહેલાં મે. રીસીવર સાહેબ પોતાના તરફથી રૂલ કરી દેવસ્થાનની ઉપજમાં હરકત પડવા જેવા અને ભક્તાનાં મન દુખાવવા જેવો એક ધારો દરસન કરવા આવનાર પાસેથી પૈસા લેવા સબંધીનો કહાડયો છે જેથી અમો ઘણાજ નાખુસી થયા છીએ.

પુજારીઓએ તેવોજ એક ધારો કર્યો હતો અને તે રદ કરાવવા વીગરે બાબતમાં સ્વસ્થાન ડાકોરમાં જે ગોર લોકો છે તેમણે દાવો કર્યાથી સદરહુ રૂલ મુળ કોરટે તથા અપીલ કોરટે તા. ૯ મી અકટોમ્બર સને ૧૮૯૦ ના રોજ રદ કર્યો છે ને તે બીજા અખતીયારનો છે એમ ઠરાવ્યું છે. સેવકોએ રૂલ કર્યાથી દેવમાં દરસને આવનાર ભકતોને ઘણુંજ દુઃખ સહન કરવું પડતું હતું અને દેવની પાસે ભેટયો થતી રકમની ઉપજ પણ ઘટતી જતી હતી તેથી અમોને ઉમેદ હતી કે બીન અખતીઆરી જુલમી રૂલ રદ થયાથી શ્રીજીની ઉપજમાં વધારો થશે અને લોકોને

ઘણુંજ સારૂ લાગશે પણ અમારી ઉમેદ બર આવી નહી ને રીસીવર સાહેબે તેવોજ નવો રૂલ કરી તેની તેજ હરકતો જારી કરી છે વળી તે સંબંધી દાવા થશે તો દેવનીજ મીલકતને નુકશાન થશે માટે એ બીન અખતીઆરી રૂલ નામદાર કોરટે મેહેરબાની કરી રદ કરાવવી જોઈએ.

રીસીવર સાહેબની નીમણુકને લગતો મેહેરબાન ઈસ્ટન સાહેબે તા. ૩૧ અગષ્ટ સને ૧૮૮૭ નો તા. ૨૩ મી સપટેમ્બર સને ૧૮૮૭ નો ઠરાવ કર્યો છે તે પ્રમાણે કોઈ પણ કૃત્ય રીસીવર સાહેબને કરવાનું હોય તો પક્ષકારોનું અનુમત લેઇને પછી પોતાનો અભીપ્રાય લખી આપ સાહેબને જણાવવું ને તે પછી તે કરવું કે ન કરવું એ ઠરે, પણ આવી રીતે કરવા તેમને સત્તા નથી માટે આ ઠરાવ નુકશાનકારક તથા બીનઅખતીઆરનો છે તે રદ કરવો જરૂરનો છે.

દેવનાં દરસન કરવા આવે તેમને જેટલી વધારે સવડ હોય તેટલી ઉપજ ને લાભકારી થાય જ્યાં જ્યાં દરસન ના કરે ને વેરો ત્યાં ત્યાં પેદાસ ઘટે ને ઘટે, માટે મંદીરમાં જુલમી કરો નાંખવા ન જોઇએ. પોતાની સધાથી ભક્તો જે કાંઈ અરપણ કરે તે લીધાથી ઘણા ભક્તજનોનું આવવું થાય છે ને તેથી દેવની શોભા વધતાં પેદાસ પણ વધે છે ઘણી પેદાસ તો ગોર લોકોની સાહ્યનાથી થાય છે. તેઓ પોતાના યજમાનોને જેમ ઉપદેશ કરે તેમ તેઓ ઘણું કરીને વરતે છે યાત્રાળુઓનો મુકામ ગોરોને ત્યાં અને જેટલી ગોરની આજ્ઞાને તેઓ માને—તેટલી બીજાની તેઓ માને નહી માટે ગોર લોકોનાં દીલ દુઃખાયાથી યાત્રાળુઓનાં પણ દીલ દુખાય માટે સલાહ સંતોષથી સરવે કામ ચાલે ને સેંકડો વરસથી જે કર નહી હતા તે ઘાલવા માગો છો તે કેવળ રદ બાતલ છે માટે મેહરબાની કરી એ ધારો રદ કરવો જોઇએ. તા. ૬ નવેમ્બર સને ૧૮૯૦

તાજા કલમ જે શ્રીજીના નીજમંદીરમાં ભક્તો જે ભેટ વીગરે મુકે છે તે સેવકો બદદાનતથી ચોરી કરી લઇ જાય છે તે

બાબત રીસીવર સાહેબે પકડેલાને તેમની જુબાનીઓ લીધેલી છે. તે વીશે પણ હજુ સુધી કાંઇ કર્યું નથી. કે તેનો રૂલ કર્યો નથી. કે આપ સાહેબને લખ્યું નથી. છતાં આ ભકતો તથા ગોરને ર્જા કરવા તથા દીલ દુખાવવાનું કૃત્ય થયું છે માટે એ રૂલ રદ કરનાર સાહેબ છો. તા. સદર.

વાદીના વકીલ મી. વ્રજરાયજી સાકરલાલની સહી.

૧ પરસોતમ ઉત્તમરામની સહી.

૧ પરસોતમ બાપુજીની સહી.

આ અરજી એફીડેવીટ સાથે રજુ કરી છે.

આંક ૪

નકલ.

પરચુરણ નંબર. ૨૦૫ સને ૧૮૯૦

અમદાવાદ ડીસ્ટ્રીકટના મેહેરબાન જજ્જ સાહેબની હજુરમાં પરસોતમ બાપુજી તથા પરસોતમ ઉતમરામ વીગરે.

અરજદાર.

શ્રી રણછોડજી માહારાજની મીલકત સંભાળનાર રીસીવર લલુભાઇ કસનદાસ સાંમાવાળા.

બાબત.

રૂલ રદ કરવા બાબત.

અમો શ્રી રણછોડજી માહારાજની મીલકત સંભાળનાર લલુભાઇ કસનદાસ હકીકત આપુંછું નીચે મુજબ—

૧ નામદાર હાઇકોરટના તા. ૩ જી મેએ સને ૧૮૮૭ ને ૧૯ સને ૧૮૮૪ ના ઠરાવથી મે. ડીસ્ટ્રીકટ જજ્જ સાહેબને હવે પછીના વહીવટ માટે તા. તેના ફંડ વીશે સ્વસ્થાનના ચાલતા આવેલા વહીવટને અને સેવકો તા. તેની સાથેના બીજા માણસો

ની સ્થીતીને પુખ્ત ધ્યાન આપીને યોજના ઇઆ: રૂલ કરવા મે. ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબને અધીકાર મળેલો છે.

૨ તે હુકમનામા પ્રમાણે મેહેરબાન ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબે મને રીસીવર નીમ્યો છે. પરંતુ રૂલ મે. ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબ તરફથી હવે તયાર થવાની છે.

૩ મારા પેહેલા બીજા રીસીવર રા. હરીલાલભાઈ હતા.

૪ ચાલતા આવેલા વહીવટની રૂલો પ્રસીધ થએલી તથા દફતરમાં મારા જોવામાં આવેલી તેને અનુસરીને હું ચાલુંછું. મેં કાંઈ પણ નવી રૂલ કરી નથી. જે રૂલો જારી છે તેનાથી એવું માલમ પડી આવશે કે લાંબી મુદતથી ચાલતા આવેલા રીવાજ મુજબ એ રૂલો થયેલી છે.

૫ સેવકોએ સંવત ૧૮૩૯-૪૦ની સાલમાં જે રૂલો કરેલી છે તે રૂલોને અનુસરીને હું ચાલો છું. તા. હાલ સુધી ચાલુંછું. કાંઈપણ નવી રૂલ કરી નથી. પ્રથમની રૂલને આધારે ગોર લોકો મફત પાસ લેઇને તુલસી ચડાવવા તા. દરસણ કરવા જતા હતા.

૬ નામદાર હાઈકોરટના છેલા હુકમનામાથી ગોર લોકોને નીજમંદીરમાં જવા દેવાનો ઠરાવ થઆનું મારા જાણવામાં આવું. સેવકોના સુમારે ૨૫૦ માણુસો અને ગોર લોકોના સુમારે ૧૦૦૦ એક હજાર માણુસો છે. પાસ આપવા વીગરે બાબતની રૂલ ગાલી તે વખત સેવક અને ગોર લોકોના વચમાં તકરાર થઈ હતી ને તે બાબત જમાંન પણ લેવાઆ હતા. એ વાત મારા જાણવામાં હતી. નામદાર હાઈકોરટના છેવટના હુકમનામા પ્રમાણે ગોર લોકોને નીજ મંદીરમાં જતાં પેરાવાલા સીપાઈ અટકાવી પાસ માગશે તો ટંટો થશે એમ મારા જાણવામાં આવાથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે એવું જાહેર થવાની યાદ એક કાગળ ઉપર લખી તે પાટીઆ ઉપર તે પાટીયું ભંડાર આગળ પ્રસીધ જગોએ ચોડ્યું છે તેમાં ટંટો ન થાય એટલા માટે સેવકો પાસ વીના નીજ મંદીરમાં જાય છે. તેજ પ્રમાણે ગોર લોકોને

પાસ વીના નીજ મંદીરમાં સીંહાસન સુધી જવા દેતા. આ ઉપ-રથી સીંહાસનના પાટીઆ ઉપર ચડવાની પરવાનગી છે એમ સમજવું નહી. અને આ વીશે અમારે મેહેરબાન ડીસ્ટ્રીકટ જડજ સાહેબ બાહાદુરનો હુકમ લેવાનો છે તાંહાં સુધીને વાસ્તે આ નીયમ કરવામાં આવ્યો છે. ને પુજા કરવા વીગેરેના જે પાસ આપવામાં આવે છે તે પ્રથમથી ચાલતા આવેલા વહીવટ મુજબ ભંડારીની સહીના છપાએલા અપાય છે. તે પાસ જોઆથી મે પોતે કાંઈ નવીન કરૂં નથી. એ વાત કોરટને નીંઘામાં આવશે કે જે કાગળ ચોડયો છે તે નવીન કરેલી રૂલ નથી. મે જે કાગળ પાટીઆ ઉપર ચોડયો છે તેની નકલ આ સાથે રજુ કરૂંછું.

૭ અરજીના ત્રીજા પેરેગ્રાફમાં પુજારીઓએ એવો એક ધારો કર્યો હતો. તે રદ કરવા બાબત સ્વસ્થાન ડાકોરના જે ગોર લોકો છે તેમણે દાવો કરાથી તે રૂલ મુલ કોરટે તા. અપીલમાં નામદાર હાઈકોરટે તા. ૯ અકટોબર સને ૧૮૯૦ ને રોજ રદ કરો છે. અને તે બીનઅખતીઆરનો છે એમ ઠગવું છે એવું લખ્યુ છે તે વાત ખોટી છે. તે જજમેન્ટ જોઆથી કોરટની નીઘામાં આવશે.

૮ ઉપર લખા પ્ર. અરજદારે લખેલું ખોટું છે. એટલુજ નહી પણ મેહેરબાન આસીસ્ટંટ જડજ સાહેબે હુકમનામું કરા પછી પ્રથમથી ચાલતી આવેલી રૂલ બાબત અરજદારો વીગેરે એ મુલ કોરટમાં તથા આપ સાહેબની કોરટમાં અને નામદાર હાઈકોરટમાં રીસીવર ઉપર અરજીઓ કરાથી તમામ કોરટે તે અરજી રદ કરી છે. તે બાબત હુકમો થએલા છે. તે જો આથી કોરટની ધ્યાનમાં આવશે કે હાલ ફરીથી એજ બાબતની અરજી કોરટને નકામી તસ્દી આપવા સારૂં કરેલી છે.

૯ ચોથા પેરેગ્રાફમાં રૂલથી નુકસાન થશે એવો મજકુર અરજીમાં લખો છે તે પણ ખરો નથી. કેમકે જારથી પાસ આ-પવાની રૂલ સરૂ થઇ છે ત્યારથી દરસણ તા. માહાપુંજા વીગરે ધરમ કૃત્ય કરવા આવનારાઓ વીસનવોને ઘણોજ સંતોસ રહેછે.

કેમકે નીજ મંદીરની સાંકડી જગોમાં ઘણા માણુસો પેસી જવા-થી ગ્રહસ્થોને હરકત થતી હતી. તે બંધ થઈ છે. ને નીરાંતથી ધર્મક્રિયા થાય છે. તેથી દરસાલ ઉપજમાં વધારો થતો જાય છે. તેની કોરટને ખાત્રી થવા સારૂં રીસીવર નીમાઆ પછીની સરવે તરેના પાસની ઉપજ નીચે મુજબ આવેલી છે.

| | | | |
|---|---|---|---|
| સં ૧૯૪૩ | સં. ૧૯૪૪ | સં. ૧૯૪૫ | સં. ૧૯૪૬ |
| ૨૦૪૪-૮-૦ | ૨૯૯૬-૬-૯ | ૪૧૭૬-૬-૩ | ૪૭૬૩-૮-૬ |

અરજદારના લખા પ્રમાણે જાત્રાળુ લોકોનાં મન દુખાંતો હોય તો ઉપજમાં ઘટારો થતો જાય. પણ તેમ નથી. એટલે પાસની ઉપજમાં તા. બીજી ગાગર વીગરેના ઉપજમાં દરસાલ વધારો થતો જાય છે.

૧૦ અરજદારોએ અરજીમાં પોતે શ્રી રણછોડજી માહારાજની ઉપજમાં વધારો કરનાર છીએ. એવો મજકુર લખો છે તે ખરો નથી. પણ ઘટાડો કરનાર છે. તે એવા હેતુથી શ્રી રણછોડજીના મંદીરમાં યજમાંનને કમી ખરચ થાય તો પોતાને એટલે જે ગોર લોકો છે તેમને વધારે મલે એવું હીત ધરાવનારા છે. અને તે વાત હું ઠાકોર રીસીવરની જગા ઉપર ગઓ ને મારૂ તાં હાજર રહેવું થઆથી કેટલાક ગ્રહસ્થોના કહેવાથી મારા જાણુવામાં આવ્યું ત્યારે મેં વીસનવોને માલુમ પડવા સારૂ જાહેર ખબરની કેટલીક પ્રતો છપાવીને તે ગ્રહસ્થોને જાણવા સારૂ આપવામાં આવે છે. તેની એક પ્રત આ સાથે રજુ કરૂંછું તે જોઆથી નીધામાં આવશે.

૧૧ અરજીના પાંચમા પેરેગ્રાફમાં કાંઈ પણ કૃત્ય રીસીવરને કરવાનું હોય તો પક્ષકારોને અનુમત લેઇ પોતાનો અભીપ્રાય લખી જણાવા વીશે મજકુર લખો છે. પરંતુ મેં કોઈ પણ નવીન કરૂ નથી. તેમ નાંમદાર હાઇકોરટના તા. ૩ મેએ સને ૧૮૮૭ નાં નં. ૧૯ સને ૧૮૮૩ ના જડજમેન્ટમાં કોઈ પણ ઠેકાણે પક્ષકાર એટલે અરજદારો વીગરેનો મત લેવાનું લખું હોય એમ મારા જાણુવામાં નથી.

૧૨ છઠા પેરેગ્રાફમાં જુલમી ધારાથી દેવની પેદાસ ઘટે છે. વીગરે મજકુર લખો છે. પણ હરસાલ દેવની ઉપજમાં વધારો થતો જાય છે. તે હકીકત ઉપર લખી છે. વળી વધારે જાહેર કરવાનું એ છે કે યાત્રાળુ લોકો શ્રી રણછોડજી માહારાજનાં દરસણ કરવા ઘણા આવે છે. અને તે મંડપમાં રહીને સુખેથી દરસણ કરે છે. તેમની પાસેથી કાંઇ પણ લેવાની ફરજ પાડેલી નથી. જેને જે મલે તે દરસણ કરીને ગાગરમાં નાંખે છે. કેટલાક કાંઇ પણ નાંખા વીના દરસણ કરી ચાલ્યા જાય છે તેમના ઉપર કાંઇ પણ જાતનો મંદીર તરફનો કર નથી. પણ જે લોકોની ખુસી નીજ મંદીરમાં જે દરસણ કરવા સારૂ જવાની હોય તે પાંચ પૈસા આપી પાસ ઇઆ ટીકીટ લેઇ નીજ મંદીરમાં દરસણ કરવા જાય છે. અને તેમાં પણ થોડા થોડા માણસોને જવા દેઇ તે બાહાર નીકલ્યા પછી બીજા માણસોને જવા દેવામાં આવે છે. તેથી પાસ લેઈ જનાર સારી સગવડ મળે છે તેથી તે ખુસ રહે છે એમ મારા જોવામાં આવે છે. અને વળી જે ઉચ વરણ સારી ભેટ કરનાર છે. તેમને મફત પાસ આપી નીજમંદીરમાં મોકલવામાં આવે છે. તેથી તે ભેટ બંદોબસ્તીથી શ્રી રણછોડજી માહારાજના ખજાનામાં લેઇ સકાય છે. તથા સાચવી શકાય છે. એટલુંજ નહી પણ જે વખત પાસ આપવાની રૂલ નહોતી તે વખત એવી ભેટો સેવકો તથા ગોર લોકો લેઇ જતા હતા. અને બરાબર રીતે શ્રીના ખજાનામાં પોહોચતી નોહોતી. તે બંદોબસ્ત થઆ પછી બરાબર ભેટ આગરમાં આવે છે. અને તેથી કરીને ઉપજમાં વધારો થતો જાય છે એવું મારા જાણવામાં આવું છે.

૧૩ શ્રી રણછોડરાય માહારાજની મહાપુંજા વીગેરે ધરમક્રિયા શ્રી રણછોડજી માહારાજને સ્પરસ કરીને તા. સીંહાસનના પાટીઆ ઉપર ચડીને કરવા બાબતના પાસ ઇઆને ટીકીટો નીયમ પ્રમાણે પૈસા લેઇને આપવામાં આવે છે તે પ્રમાણે ડાકોરમાંજ ચાલે છે એમ કાંઇ નથી. એ વહીવટ દવારકાં વીગેરે મોહોટાં મોહોટાં ધામ છે. તાંહાં પણ એવા નીયમ ઇઆને રૂલો કરેલી છે. તેજ પ્રા. પૈસા લેઈ દેવની પાસે જઇ ધરમક્રિયા પુંજારી

કરાવે છે. તે પ્રસીધ્ધ છે. તા. યાત્રાએ જનારા ઘણા લોકો જાણે છે, તેવા રૂલ જોઇએ. તો હું મંગાવી કોરટને રજુ કરીશ. તા. પુરાવો બતાવીશ. અને તેથી અરજદારોએ પોતાનોજ સ્વારથ માટે કેટલીક ખોટી હકીકત લખી છે. એમ ધ્યાનમાં આવશે.

૧૪ ડાકોર શ્રી રણછોડજી માહારાજનું નીજમંદીર તથા સભામંદીર અને ઘુમટનો નુકસો કરી તેમાં લંબાઈ પોહોળાઈ બતાવી આ સાથે રજુ કરો છે. તેથી જો લોકોને ટીકીટ લીધા વીના ઇઆ કોઈ પણ કર આપા વીના ઘુમટમાં રહી દરસણ કરવાની કેટલી મોહોટી જગા છે. અને નીજમંદીરમાં પાસ લેઇ જનાર છે તે કેટલી સાંકડી જગો છે તે નાંમદાર કોરટને જણાઈ આવશે. એવી સાંકડી જગોમાં પાસ ઇઆને ટીકટ લીધા વીના સરવે લોકોને જવા દેવાની છુટ રાખી હોય તો દેવની આંમના રહે નહી તા. ગુના પણ ઘણા બને તેથી ગુના બને નહી તે અટકાવ કરવાને વાસ્તે સેવકોએ ઠરાવ ઇઆને રૂલ કરેલો છે તે વાત ઠરાવની શરૂવાતમાં જે લખેલી છે અને સન ૧૮૮૭ નંબર ૧૮ તારીખ ૨૫ ફેબરવારી સને ૧૮૮૮ ના રોજ મેહેરબાન આસીસ્ટંટ જડજ સાહેબે હુકમનામું કરેલું છે તેમાં પણ અરજદાર વીગેરે ગોર લોકોએ સેવકોના હકને અનુસરીને વરતવા લખેલું છે. ને તે નાંમદાર હાઈકોરટે કાએમ રાખેલું છે. અરજદાર અરજી ગોર લોકોના ઉપદેશથી ઉપજમાં વધારો થાય છે એમ લખે છે તે ખરૂં નથી. એ લોકો ઉપજમાં ઘટારો થાય એવી રીતનો ઉપદેશ કરનાર છે.

૧૫ અરજદાર અરજીના છેવટ ભાગમાં તાજા કલમ કરી શ્રીજીના મંદીરમાંથી સેવકો બદદાનથી ચેરી કરી લેઇ ગયા બાબત રીસીવરે જુબાનીઓ લીધા વીશે મજકુર લખો છે તે બાબત મારો જવાપ એ છે કે ગોર રીને ચાલા વીગેરે બાબતમાં સેવક લોકો અને જુજ ભાગ ગોરની ગેરવરતણુંક બાબત મેં જુબાંનીઓ લીધેલી છ તે વીશે મારે એકંદર રીપોર્ટ બંદોબસ્ત માટે કરવાનો છે. તેમાં હકીકત જાહેર કરવાની છે.

ઉપરની હકીકત નીધામાં લેઈ અરજદારોની અરજી રદ કરી ખરચ અરજદાર પાસે અપાવવાનો હુકમ કરશો. તા. ૫ જાનેવારી સને ૧૮૯૧

રજુ. વકીલ જેઠાલાલ હીરાચંદ.

શ્રી રણછોડજી માહારાજની મીલકત સંભાળનાર

રીસીવર લલુભાઈ કસનદાસ સહી. દા. પોતે.

અમો શ્રી રણછોડજી માહારાજની મીલકત સંભાળનાર રીસીવર લલુભાઈ કસનદાસ ઇકરાર કરૂંછું કે ઉપર લખેલો મજકુર મારા જાણ્યા પ્રમાણે સાચો છે. તા. મજકુર.

શ્રી રણછોડજી મહારાજની મીલકત સંભાળનાર

રીસીવર લલુભાઇ કસનદાસ સહી દા. પોતે

હુકમજે—

આ હરકત તરીકેની અરજી એ બાબતના કામમાં દાખલ કરી સામેલ રાખવી. તા.. ૧૫ જાનેવારી સને ૧૮૯૧

કલાર્ક. ડીસ્ટ્રીક જડજ

આ નકલમાં પેહેલા કાગળમાં અડસઠમી સતર નીચે આંકડા નીચેના સતરથી ગણતાં છઠી સતર ઉપર એક હરફ કરો છે. તા. નવમી સતરમાં બે હરફને લેકાર મારી છે તેથી અસલ મુજબ છે. અને પેલા કાગળની વીસમી તા. સતાવીશમી સતરમાં એક હરફને લેકાર મારી છે તા. આડતરીસમી સતરમાં બે હરફને લેકાર મારી તે ઉપર એક હરફ કર્યો છે તે પણ મીસતરમાં એક હરફને લેકાર મારી છે. તા. અડસઠમી સતર નીચે આંકડા નીચેની બીજી સતરમાં બે હરફને તા. બીજા કાગળની તેવીશમી તથા પચીશમી સતરમાં એક હરફને લેકાર મારી છે

તે સરવે નકલ કરતાં થયું છે આ નકલ કરનાર ફી ૮૮ ઉમેદ પરસોતમ. તા. ૫ ફેબરવારી સને ૧૮૯૧

સરટીફીકેટ લખી આપવામાં આવે છે કે

આ ખરી નકલ છે.

આજ તા. ૫ ફેબરવારી સને ૧૮૯૧

મુ. કા. લક્ષમીનારાયણ.

V. K. Mavalankar.




કલાર્ક. ઓફ ડી. કોરટ અમદાવાદ.

મુલ હુકમનાંમા ઉપરથી અપીલ નં. ૧૩ સને ૧૮૯૨

આમદાવાદ ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોરટમાં

પરચુરણ અરજી નં. ૨૦૫ સને ૧૮૯૧

ડાકોરના શ્રી રણછોડરાયજીના મંદીરના ગોરલોકોમાંના એકની આ અરજી છે. તે એવી રીતની કે સદરહુ મંદીરના નીજમંદીરમાં પેસવાની પરવાનગી માટે જે પાસ કાઢવામાં આવે છે અને તેની ફી લેવામાં આવે છે તે બંધ કરવાને આ કોર્ટ તરફથી નીમાયલા મેનેજરને ફરજ પાડવી જોઈએ. હાઈકોરટે જાહેર કર્યું છે કે મંદીરમાં પુંજા કરવાની સર્વને છુટ હોવીજોઈએ એ બાબત ઉપર અરજદારો આધાર રાખે છે. હવે હું પ્રથમતો ધારી શકતો નથી કે પુંજા કરવાની છુટ એટલે બીલકુલ હદશીનાની છુટ લઈ શકાય એમ હાઈકોરટની ધારણા હશે. આ મંદીરના ગોર અને સેવક લોકોની વચેના દાવાની અપીલ નં. ૩૬ સને ૧૮૮૮ માં ઓનરેબલ મી. જસ્ટીસ બર્ડવુડે નકી કર્યું છે કે. પરવાંનગી આપવી અથવા તો ના આપવી તેનો હક

એ બંદોબસ્ત અને સાંતી રાખવાને માટે અને ઘણી ભીડ થતી અટકાવવાને માટે શેવકોના સામાન્ય હકનો માત્ર એક ભાગ છે. એમ સમજવું ( ભુલભરેલુ છે. )

સને ૧૮૮૩ ની નં. ૧૯ ની અપીલમાં જોઈન્ટ જડજો ચેસ્ટ અને બર્ડવુડે આ મંદીરની વ્યવસ્થાને માટે એક મેનેજર નીમવાનું તથા એક સ્કીમ તૈયાર કરવાનું કામ અહીંના ડીસ્ટ્રીક્ટ જડજને શોંપ્યું. તે ઠરાવથી વ્યવસ્થાપક તરીકેનો સેવકોના અધીકાર બંધ થયો અને તે અધીકાર ડીસ્ટ્રીક્ટ જડજ અને તેમનાથી નીમાયલા મેનેજરના હાથમાં આવ્યો. એવી તકરાર કરવામાં આવી છે કે ડીસ્ટ્રીક્ટ જડજની પ્રથમથી પરવાંનગી મેળવ્યાં સીવાય મંદીરના અમુક ભાગમાં પેસવાના હકને માટે પાસ લેવાનો પેહેલાંનો રીવાજ ફરી દાખલ કરીને મેનેજર પોતાના અધીકાર ઉપરાંત વર્ત્યા છે. તોપણ મારો એવો મત નથી. મંદીરની વ્યવસ્થાની આખી સ્કીમ ડીસ્ટ્રીક્ટ જડજે તૈયાર કરવાની છે. અને તેમાં તેમની સંમતી જોઈએ છીએ પણ તે દરમ્યાનમાં જો આ કોર્ટે નીમેલા મેનેજરને બંદોબસ્ત રાખવાને વ્યવસ્થાના સંબધમાં દરેક ચાલતા સવાલને માટેડીસ્ટ્રીકટ જજજને પુછવાની જરૂર પડે તો તે ઘણું અગવડ ભરેલું થઇ પડે. મંદીરમાં પુંજા કરવા આવનારનો બંદોબસ્ત રાખવો એ મેનેજરની ફરજનો એક ભાગ છે. અને તેમાં ઘણીજ બારીક અકલની જરૂર છે. અને મેનેજરે તે બંદોબસ્ત રાખવાને માટે પાસ લેવાની જે રીત યોજી છે તેમને ઘણીજ વખાંણવા યોગ્ય લાગે છે મેનેજરનો રીપોર્ટ બતાવી આપે છે કે. પાસની રીત નાંણાંની આવકના સંબંધમાં ઘણીજ સંતોષકારક નીવડી છે અને માણસની સંખ્યામાં જો કોઈ જાતનો અટકાવ ન હોયતો નીજમંદીરમાં ખુનરેજી થઇ મંદીર ભ્રષ્ટ થયાવીના રહે નહી. એ તેની વાત હું સારી પેઠે માંનુંછું. નં. ૧૯ સને ૧૮૮૩ “ અક્ષરો મારે છે ” એ કહેવત આ ઠરાવને અમલમાં મુકવાના કરતાં બીજે કોઇ ઠેકાંણે બારીકીથી દુર કરાય એમ નથી. તે ઠરાવનો ખરો ભાવાર્થ એવો છે કે આ મંદીરમાં પુંજા કરવાની છુટ હોવી જોઇએ પણ તેમાં

શાંતી અને સારો બંદોબસ્ત તથા માણુસ જાતની જીંદગી અને સરીરની સહીસલામતી રહીસકે એવા કોઈ નીયમો હે.વાજ જોઈએ. અરજદારો આ નીયમને માટે આમ કહે છે. આ નીયમથી મંદીરની આવકને નુકસાંન થાય એમ છે અને તેનાથી ભક્ત લોકોની લાગણીઓ દુખાય છે અને અમારી પણ લાગણી ઘણીજ દુખાઇ છે. બેશક એ નીયમથી મંદીરની આવકને નુકસાંન પહોચ્યું છે. પણ અરજદારો જે રીતે સુચવે છે તે રીતે એ નુકસાંન પહોચ્યું નથી. આ લખેલી અરજી સીવાય કોઇપણ રીતે બતાવી આપવામાં કે મુકરર કરી આપવામાં આવ્યું નથી કે આ નીયમથી ભકતોની લાગણી દુખાઈ છે. એતો નીસંસય છે કે ગોરલોકો એથી ઘણાજ નાખુસી થયા છે. પણ ખરેખરી રીતે એ નીયમ મને મદીરને એટલો બધો લાભકારક જણાય છે કે આ બાબતમાં ગોરલોકોની લાગણીઓનો કોઇપણ વીચાર કરવા જેવું નથી. ગોરલોકોની સુચનામાં ચોખ્ખું એમ જણાય છે કે તેમને મળતી દક્ષિણામાં આથી ઘટાડો થવાનો સંભવ છે. પણ જો એ.મ હોયતો જ્યારે મંદીરની વ્યવસ્યાને માટે આખી સ્કીમ ઘડાય ત્યારે પાસની પ્રીમાંથી કંઈ ભાગ ગોરલોકોને આપવાની કંઇ ગોઠવણ થવી જોઈએ.

તે દરમ્યાનમાં મેનેજર જે પગલુ ભર્યું છે તેમાં હું સારી રીતે સંમતી આપુછું. તેથી મંદીરની બાહારની વ્યવસ્થાના તેમના કાંમને માટે હું તમને પરવાંનગી આપુછું. અને અરજદારોના ઉપર ખરચ સાથે આ અરજી રદ કરૂછુ.

સહી. ઓલસોર મે. કોરકલ.
ડીસ્ટ્રીકટ જડજ

સીક્કો.

અમદાવાદ તા. ૧લી અકટોબર સને ૧૮૯૧

ખરીનકલ.

સહી. આર. એમ. નીલકંઠ.
ડીસ્ટ્રીકટ કોર્ટના કલાર્ક
અમદાવાદ.

## મુંબાઈની ન્યાયની હાઈકોરટમાં.

તા. ૨ ઓગષ્ટ સને ૧૮૯૨

મુળ હુકમનામા ઉપરથી અપીલ નં. ૧૩ સને ૧૮૯૨

૧ પરસોતમ ઉત્તમરામ }
૨ પરસોતમ બાપુજી } મુળ વાદીઓ.

વીરૂદ્ધ.

લલુભાઇ કસનદાસ રીસીવર. મુળ પ્રતિવાદી—

અમદાવાદ નં. ૨૦૫ સને ૧૮૯૧ જવાબદાર—

દાવો. રૂ. ૫—૦—૦

ડાકોરના શ્રી રણછોડરાયજીના મંદીરના ગોરલોકોમાંના એકની અરજી છે. તે એવી રીતની કે સદરહુ મંદીરના નીજ મંદીરમાં પેસવાની પરવાનગી માટે ફી આપીને પાસ લેવાનો રીવાજ બંધ કરવાની ડીસ્ટ્રીક્ટ કોરટ તરફથી નીમાયલા મેનેજરને ફરજ પાડવી જોઇએ.

પરચુરણ અરજી નં. ૨૦૫ સને ૧૮૯૧ આનો ઠરાવ અમદાવાદના ડીસ્ટ્રીક્ટ જડજે કર્યો હતો, અને તેણે અરજી રદ કરી છે.

નીચલી કોરટના ઠરાવ ઉપરથી હાઇકોરટમાં અપીલ દાખલ કરવામાં આવી છે. ઓનરેબલ મી. જસ્ટી સબર્ડવુડે તા. ૧૯ મી ફેબરવારી સને ૧૮૯૨ ને રોજ નોટીસ કાડવાનો હુકમ આપ્યો. જે ઠરાવના ઉપર અપીલ કરવામાં આવી છે, તેની સાંમે તકરારનાં કારણો નીચે પ્રમાંણે છે.

એ ઠરાવ કાયદા વીરૂધ છે કારણકે—

૧ નીચલી કોરટે કરેલો ઠરાવ કાયદા પ્રમાંણે ખોટો છે અને કેસમાં જે પુરાવો છે તેની વીરૂધ છે.

૨ આ ઓનરેબલ કોરટે કરેલા ઠરાવનો અર્થ કરવામાં અને તે ઠરાવથી સેવકોને તથા ડીસ્ટ્રીકટ કોરટ તરફથી નીમાયલા રીસીવરને ફ્રી ઠેઇ પાસ આપવાની સત્તા છે એમ માંનવામાં નીચલી કોરટની ભુલ થઇ છે.

૩ અરજદારોને ખબર આપ્યા સીવાય તથા તેમની તકરાર સાંભલ્યા સીવાય અને ડીસ્ટ્રીકટ જડજની પેહેલેથી પરવાનગી લીધા સીવાય પાસની રીત દાખલ કરવામાં આવી છે, તેથી રીસીવરે જે પગલું ભર્યું છે તે પ્રથમથી થએલા ઠરાવના ભાવાર્થ પ્રમાણે છે. એમ માનવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

૪ આ ઓનરેબલ કોરટના ઠરાવથી મંદીરના પૈસા સંબંધીના લાભમાં પણ અરજદારોના પુંજા કરવાના હકમાં વચે પડવાને નીયમો કરવાની રીસીવરને સત્તા છે તથા સ્કીમ ઘડવાની ડીસ્ટ્રીકટ કોરટને સત્તા છે એમ માનવામાં નીચલી કોરટની ભુલ થઇ છે.

૫ સાંતી તથા સારો બંદોબસ્ત રાખવાને માટે પાસની રીત દાખલ કરવામાં આવી છે તે સાબીત કરવાને દાવામાં કોઇ જાતનો ભરૂંસો આપવા લાયક પુરાવો નથી. તેથી તે પાસની રીતની પરવાંનગી આપવામાં નીચલી કોરટે ભુલ કરી છે.

She Court Dismiss Tl.e Appeal

તારીખ ૨ અગષ્ટ સને ૧૮૯૨

સીક્કો

ઇંગ્રેજીસહી એન. જારડીન

ખરચની તપસીલ.

દરખાસ નં. ૩૪ સને ૧૮૯૦

અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજ સાહેબના કોરટમાં વાદી. ગોર અમરતરાંમ ઉતમરાંમ તથા આદીતરાંમ બેહેચર ડાકોરના.

પ્રતિવાદી કૃષ્ણરાંમ દયારાંમ તથા લાલાજી જેભાઈ તથા અનોપરાંમ ઉદેશંમ તથા જીવરાંમ અંબારાંમ ડાકોરના.

દાવો રૂ. ૫૩૫૦) નો

દરખાસ્તનો નમુનો ભરી નીચેમુજબ દાદ માગી.

અમો વાદીઓ પૈકીના ઉપર જણાવેલા બે વાદીઓ એવી અરજ કરીએ છીએ કે નામદાર હાઈકોરટના ઠરાવની પ્રતિવાદીઓને ખબર છતાં.તાકીદનો હુકમ માન્ય કરવાને યોગ્ય વખત મલ્યા છતાં તેઓ તાકીદ હુકમને માનતા નથી અને એ નામદાર હાઈકોરટે અમારા જેજે હકો હુકમનામામાં લખ્યા પ્રમાણે કરાવી આપ્યા છે, તેનો અમલ કરતાં અમો ઉપર લખેલા વાદીઓને હરકત કરી અને પૈસા લેઇ પાસ આપવાનો જે ધારો કાહાડેલો તે રદ થયા છતાં હજુ સુધી પૈસા લેઈ પાસ આપે છે, અને તેવા પાસ વગર હમારા યજમાનને અમારી સાથે નીજમંદીરમાં જવા દેતા નથી. માટે એ હુકમનામાનો અમલ સંપુરણ રીતે પ્રતિવાદીઓ કરવા દે, તાંહાં સુધી એ પ્રતિવાદીઓને કેદ કરી હુકમનામાનો અમલ પુરેપુરો કરાવો. આ સાથે પાસ નંબર ૭૭–૨૫ ની રજુ કરીએ છીએ.

રજુ તા. ૨૩ ડીસેમ્બર સને ૧૮૯૦

વાદીઓની સહીઓ અને ઇકરાર.

વકીલ મી. વરજરાય સાકરરાયની મારફતે.

આજરોજ કોરટે દરખાસ માંડીવાળી. ખરચ સાથે તા. ૬ જાનેવારી સને ૧૮૯૧.

ઇં. સહી. જડજ.




૨૭) રૂ. વાદીનો ખરચ.

૧૧) રૂ. પ્રતિવાદીનો ખરચ.

## દરખાસ્ત નંબર ૩૪ સને ૧૮૯૧

### અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોરટમાં.

વાદી ગોર અમરતરાંમ ઉતમરાંમ તથા આદીતરાંમ બેહેચર,

પ્રતીવાદી કૃશ્નારાંમ દયારાંમ તથા લાલાજી જેભાઇ તથા અનોપરામ ઉદેરામ તથા જીવરામ અંબારાંમ, ડાકોરના.

દાવો રૂ. ૫૩૫૦) ના બજાવણીના કામમાં.

આ કામમાં અમો પ્રતીવાદી કૃશ્નારાંમ દયારાંમ તથા લાલાજી જેભાઇ તથા અનોપરાંમ ઉદેરાંમ તથા જીવરાંમ અંબારાંમ અમોને ઉપલા કામની પોચેલી નોટીસનો જવાબ લખી નીચે મુજબ કારણો બતાવીએ છીએ.

૧ વાદીની દરખાસ્ત વ્યાજબી તથા કાયદાસર તથા સ્પષ્ટ નથી તે દ્વેષથી અમો ચાર પ્રતીવાદીના નામ લખી બે વાદીઓ કહે છે તે બરાબર નથી. સબબ રદ થવી જોઇએ.

૨ અમો દરખાસમાં લખેલા પ્રતીવાદીઓ હાઇકોરટના હુકમનાંમાને માંન આપી વર્તીએછીએ. તે વીરૂધ અમે કોઇ વખત ચાલ્યા નથી. તેમ છતાં હાઇકોરટના હુકમને અમે માંન આપતા નથી એવું મોઘમ ખોટું લખી દરખાસમાં માંગણી કરે છે તે વ્યાજબી નથી. વળી હાઇકોરટના ઠરાવ વીરૂધ કોરટ પાસે અમલ કરાવવા લખે છે કે “ પાસ વગર અમારા જજમાંનને અમારી સાથે નીજમંદીરમાં જવા દેતા નથી ” આ વાદીઓનું લખવું. ખોટું ગેરકાયદે હુકમનામાં સિવાયનું માંગણું છે. હુકમનાંમામાં જજમાંનો સાથે એમને જવાનું છે તે યજમાંનને હરકત થઇ હોય તો તેમને ઇલાજ કરવાનો છે. જજમાંનેની હરકત દુર કરવા વાદીઓને હક નથી. તેમ છતાં અમો હુકમનામાં પ્રમાણે વર્તનાર છતાં ફરેબ દેવા જેવું લખી કોરટ પાસે ખોટું કરાવવા માંગે છે તે રદ કરશો.

૩ તા. ૩ મે સને ૧૮૮૭ ના અપીલ નંબર ૧૯ સને ૧૮૮૩ ના કાંમમાં થએલા ઠરાવની રૂઇએ આ કોરટે ડીસીવરની

નીમણોક કરી છે. જે વીશે હમારી તકરાર હજુ જારી છે. તે રીસીવર સાહેબ અમારા હકો જે નીરણય થવાના બાકી છે ને જેમની સાથ અમારે તકરાર ચાલે છે. તેઓ સાહેબ પોતે મંદીરની સ્વચ્છતા તથા પુંજાના નીમો સાચવવા તથા મંદીરની ઉપજ સંભાળવા ઠાકોરજીના હીતને અરથે નીજમંદીરની અંદર લોકોના જાનમાલ તથા મંદીરની મીલકતની સલામતીને માટે પોતે કાંઈ ધારા ચલાવતા હોય તો તેને માટે અમો સેવક જુવાબદાર થઈ સકતા નથી. આવીજ અરજ આ દરખાસવાળા હુકમનાંમાંના વાદી પરસોતમ બાપુજીએ તા. ૧૦ અકટોબર સને ૧૮૮૮ ના રોજ આ જડજ સાહેબ મેહેરબાંન દયારાંમ ગીદુમલને કરેલી ને તેજ તારીખે રદ કરી બાદ મેહેરબાંન જડજ મેહેરબાંન મેસકારડી સાહેબે તે હુકમ કાયમ કરો. ને છેવટ નાંમદાર હાઈકોરટે તા. ૧૩ મી જુન સને ૧૮૮૯ ના રોજ પણ રીસીવર ઉપર અટકાવની આવી અરજી રદ કરી. આ વાત દરખાસ કરનારાઓના જાણવામાં છતાં તેઓ જાંણી બુજી અમારા ઉપર કોરટને ખોટું જાહેર કરી કલમ ૨૬૦ મુજબ કેદનું વારંટ કઢાવવા માગે છે તે મલી સક્તું નથી. પણ વાદીઓ ખોટો ઇંકરાર કરયાના ગુનાને પાત્ર થાય છે.

૪ હાલમાં આ દરખાસ કરનાર વાદી અમરતરાંમ ઉત્તમરામના ભાઈ પરસોતમ ઉત્તમરામે તથા વાદી પરસોતમ બાપુજીએ રીસીવર સાહેબ ધારો ચલાવી અટકાવ કરે છે. એવી અરજી તા. ૬ નવેમ્બર સને ૧૮૯૦ ના રોજ કરેલી તેથી રીસીવર સાહેબની તકરાર સાંભળી તા. ૧૫ જાનેવારી સને ૧૮૯૧ ના રોજ ઠરાવ કરો છે કે મેહેરબાંન ડીસ્ટ્રીકટ જડજ કાઠીઆવાડથી પાછા આવતા સુધી એ અરજ મુલતવી રાખી છે. બાદ ડાકોર જઈને તપાસ કરી નીકાલ કરવો વીગેરે મતલબનો ઠરાવ કર્યો છે. તો સ્પષ્ટ છે કે હમારી રીસીવર સાથે હકોની તકરાર છતાં રીસીવર સાહેબ મંદીરની સલામતી વીગેરે સારૂ પોતે વહીવટ ચલાવે તેમાં અમે હુકમ માંનતા નથી એમ કહેવાય નહી. ને એ વીશેનું દરખાસ કરનારનું લખવું ખોટું બને છે.

સદરહુ કારણો ધ્યાનમાં લેઈ વાદીઓએ કરેલી દરખાસ રદ કરશો. એજ તા. ૫ ફેબરવારી સને ૧૮૯૧

૧ શેવક કસનદાસ દયારાંમ સહી દા. પોતે

૧ શેવક લાલાજી જેભાઇ સહી દા. પોતે

અરજદાર પ્રતીવાદીના વકીલ ચુનીલાલ રૂગનાથદાસ સહી. વકીલાતનામું તા. ૨૮-૧-૯૧ ના રોજનું રજુ છે.

અમો સેવક કસનદાસ દયારાંમ તથા લાલાજી જેએભાઈ ઇકરાર કરૂંછું કે આ હકીકતમાં જે મજકુર લખ્યો છે તે માહારા જાણવા પ્રમાણે સાચો છે. તા. સદર

૧ સેવક કસનદાસ દયારાંમ સહી દા. પોતે.

૧ સેવક લાલાજી જેભાઈ સહી દા. પોતે.

આ નકલની નવમી સતરમાં બે હરફને લેકાર મારી તે ઉપર બે હરફ કર્યો છે. તથા તેજ સતર ઉપર બીજી જગોએ એક હરફ કરો છે તે સરવે અસલ મુજબ છે. અને ત્રીજી સતરમાં એક હરફને તા. ચઉદમી સતરમાં બે હરફને લેકાર મારી છે. તા. ઓગણપચાસમી સતર ઉપર એક હરફ કરો છે તે સરવે નકલ કરતાં થયું છે. આ નકલ કરનાર ફી. કા. ઉમેદ પરસોતંમ. તા. ૧૧ ફેબરવારી સને ૧૮૯૧

મુ. કા. બાપાભાઇ મુલચંદ

દા. મણીલાલ

સરટીફીકટ લખી આપવામાં આવે છે કે આ ખરી નકલ છે. આજ તા. ૧૧ ફેબરવારી સને ૧૮૯૧.

ઇ. સહી.

V. K. ને. કારકુન.

કલાર્ક ડી. કોરટ અમદાવાદ.

સીક્કો.

## મુળ હુકમનામાં ઊપરથી અપીલ.

### નં. ૧૨ સંને ૧૮૯૨

સંને ૧૮૯૦ ની દરખાસ નંબર. ૩૪ માં એસકવાયર, ગીલમોર, મેકકોરકેલ, અમદાવાદના ડીસ્ટ્રીકટ જજજ. એમણે હુકમ ફરમાવેલો તેની નકલ.

મુદ્દો.

પ્રતિવાદીઓ. ક્રુષ્ણારાંમ દયારાંમ, લાલાજી જેભઇ, અનોપરાંમ ઊદેરાંમ, અથવા જીવરાંમ અંબારામે સંને ૧૮૮૮ની ૩૬ મા નંબરની અપીલમાં હાઈકોર્ટની મનાઇને માન્ય ન કરતાં અરજદાર અમરતરાંમ ઊત્તમરાંમ, અને આદીતરાંમ બેહેચરની સાથે આવેલા યજમાનોને નીજમંદીરમાં પેસતાં અમુક ફી આપ્યા ઊપરાંત બીજી કોઇ રીતે મના કરી કે કેમ.

જ્યાં સુધી હું મંદીરની મુલાકાત લઊ ત્યાં સુધી આ વાત મુલતવી રાખવાની.

(ઇ. સહી.) E M H.

તા. ૨૮ ફેબરૂવારી સને. ૧૮૯૧

આ વીષય ઊપર આજ રોજે આવતાં અરજદારો જાતે હાજર છે, પણ તેમનો વકીલ હાજર નથી.

મારી પુરવે થઇ ગએલા સાહેબે જે મુદ્દો કહાડેલો છે તે મુદ્દાપરથી મને એમ માલમ પડે છે કે–તેમ થયું નથી આ અરજીઓ માત્ર હરકત અને વીલંબ વીસેના હીતની કરવામાં આવી છે. આ કોર્ટે નીમેલા વ્યવસ્થાપકે કહાડેલા જે પાસ તે પાસમાં સંને ૧૮૮૭ ના નંબર ૧૮ ના મુળ દાવામાંના પ્રતિવાદીઓનાં નામ છે ખરાં પરંતુ તે પાસો વ્યવસ્થાપકની સત્તા અને હુકમ પરમાંણે કહાડવામાં આવ્યા હતા; પરંતું સેવકોની સત્તા અને હુકમ પરમાંણે નહી, આ ઊપરથી મારો એવો મત છે કે—હાઇકોર્ટના હુકમનાંમાંની વીરૂદ્ધ સેવકો કોઇ પણ પ્રકા-

રે વર્ત્તતા નથી. હવે હાઇકોરટના હુકમનામાંનો અમલ કરવાને માટે હરેક પ્રયત્ન કરવામાં આવે છે અને એમાં જે પક્ષકારોનું હીત સમાયલું છે, તેમની અંતહકરણ પુર્વકની સહાનું ભુતીથી જ હાઇકોરટના હુકમનામાનો અમલ કરવા વીસે ફતેહમંદ થવાની આસા રાખી સકાય, પરંતુ ત્રાસદાયક ધુસાડવામાં આવતી સંખ્યાબંધ અરજીઓ દવારા તેમ કરી સકાય નહી.

આ અરજી ખરચ સાથે કહાડી નાખવામાં આવે છે.

(ઇ. સહી.) ગીલમોર મેકકોરકેલ.

ડીસ્ટ્રીકટ જડજ

અમદાવાદ, તા. ૧ લી અકટોબર સંને ૧૮૯૧

(ઈ. સહી.) ખરી નકલ. આર. એમ. નીલકંઠ.

ડીસ્ટ્રીકટકોરટના. કલાર્ક. અમદાવાદ.

મુંબઈની નામદાર હાઇકોરટમાં

તા. ૨ અગષ્ટ સંને ૧૮૯૨

અપીલ નંબર. ૧૨ સંને ૧૮૯૨

વાદી—અમરતરાંમ ઊત્તમરાંમ, આદીતરાંમ બેહેચર,

વીરૂદ્ધ.

પ્રત્તિવાદી—કૃષ્ણુરાંમ દયારાંમ વીગેરે.

દાવો. રૂ. ૫૩૫૦—૦—૦ નો.

અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજે હુકમ કર્યો છે તેના ઊપર આ અપીલ છે.

હાઇકોરટમાં ૧૮૮૮ નો નંબર. ૩૯ ની અપીલ કરેલી ખાસ ન કરવા બાબતની ને નીજમંદીરમાં પેસવા વીગેરેની તે હાઇકોરટમાં દાખલ થએલી તે ૧૮૯૨ ની તે હાઇકોરટમાં દાખલ થયેલી તે ૧૮૯૨ ની ૧૯ મી ફેબરવારીએ બર્ડવુડ સાહેબે નોટીસ કહાડવા ફરમાવેલું.

આ અપીલના વીરૂદ્ધ મુકારણો છે તે.

૧ કાયદાને કેસના પુરાવાની વીરૂધ છે.

૨ નીચલી કોરટની રીસીવર પોતાની સતાની રૂઇએ સેવકોને માટે પાસ કાઢી સકે ને જડજમાં ન તપાસેથી દાખલ ફ્રી લેઇ સકે એમ ધારવામાં ભુલ હતી.

૩ સેવકો કોરટના હુકમ પરમાંણે નથી વર્ત્તતા એમ સમજવામાં પણ નીચલી કોરટની ભુલ હતી, અને આ અરજી ફકત હેરાંન કરવા ખાતરનીજ છે.

૪ અરજદારોના વકીલની ગેરહાજરીમાં તેમની અરજીનું નીરાકરણ કરવામાં કોરટની ભુલ હતી. કારણ કે તેએ.નો પુરાવો આપી સકયા નહી તેથી ખરચ સાથે અપીલ રદ કરે છે.

તા. ૨ અગષ્ટ સંને ૧૮૯૨

ખરચની તપસીલ છે. રૂ. ૫૮–૧૪–૦




ઇ. સહી. જડજ, મી. જોન. જારડીન

કે. ટી. તૈલંગ.

દરખાસ નં. ૫ સંને ૧૮૮૮

મુકદમો નંબર. ૧૮ સંને ૧૮૮૭

અમદાવાદ જીલાના આ. જડજ સાહેબની કોરટમાં વાદી. નરભેરાંમ હીરજી વીગરે રહેવાસી, ડાકોરના પ્રતિવાદી, સેવક. અમીપરાંમ જાદેરાંમ વીગેરે, ડાકોરના

દાવો રૂ. ૫૩૫૦–૦–૦

આ કામમાં અમો પ્રતીવાદીઓની અરજ એ છે કે આ કોર્ટથી વાદીઓના લાભમાં હુકમનામુ થયાથી તે ઉપર નારાજ થઇ અમો પ્રતીવાદીઓએ મુંબઇ નામદાર હાઇકોરટમાં અપીલ કરી છે અને તે અપીલ મંજુર પણ થઇ ગઇ છે, અને એ હુકમનામાંની બજામણી બંધ રાખવા સારૂ કોર્ટમાં અરજ કરવાથી તે કોરટે અરજી લીધી છે ને બજામણી સા માટે બંધ રાખવી તે બાબતની વાદીઓની ઉપર નોટીસો નીકળી છે, છતાં હાલમાં એ હુકમનામાંની બજામણી કરવા સારૂં આ કોરટમાં તા.૧૪–૪–૮૮ ના રોજ વાદીઓએ દરખાસ આપી છે, માટે અરજ કરવાની કે, મુંબઇ નામદાર હાઇકોરટે નોટીસ કહાડી છે તેનો નીકાલ થતા સુધી આ કોરટથી બજામણી બંધ રાખવા હુકમ કરસો. ને નામદાર હાઇકોરટથી બજામણી બંધ રાખવા અમોએ અરજ કરેલી તે ઉપર થએલા હુકમની નકલ આ સાથે કોરટને જોવા સારૂ રજુ કરીએ છીએ. સબબ હાલ બજામણી બંધ રાખવા હુકમ ફરમાવસો. તા. ૧૬–૪–૮૮

૧ સેવક. રાંમચંદ્ર મંછારામની સહી.

૧ સેવક. લાલાજી જેભાઇની સહી.

(ઇંગ્રેજીમાં) મી. મણીલાલ ગોવીંદરામની સહી.

વકીલ. નરભેરાંમ રૂગનાથદાસની સહી.

ઇંગ્રેજીમાં આ. ૨

નાઇકી હુકમ આપ્યો છે. વાદીઓને નોટીસ આપવી જોઇએ કે–પ્રતીવાદીઓની અરજી સા વાસ્તે મંજુર ન કરવી. તેનું કારણ બતાવે. પરમદીવસે સુનામણી.

તા. ૧૬–૪–૮૮

(ઇ. સહી) દયારાંમ ગીદુમલ

આ. આ. જજ.

રીતા. રૂ. ૫૨–૦–૦ અસલ કાગળ ઉપર જમે કર્યા

તા. ૧૬–૪–૮૮ દા. લલુ.

મી. વૃજરાયનું કહેવું સાંભળીને હું હુકમ કરૂ છુ કે દીવાની મુકરદમો ચલાવવાના કાયદાની ૨૬૦ મી કલમ મુજબ પ્રતીવાદીઓને નોટીસ આપવી જોઇએ કે–જેથી કરીને ૧૮૮૮ ના મેહની સાતમી તારીખ પેહેલાં હુકમનામામાં કહેલા મનાઇ હુકમને માન્ય કરવા તેમને જોગવાઇ મળે. તા. ૧૮–૪–૮૮

સીક્કો.

(ઇં. સહી. દયારાંમ ગીદુમલ

આ. આ. જડજ

મુળ હુકમનામા ઉપરથી અપીલ નં. ૧૧૨ સને ૧૮૮૮

આસીસ્ટંટ જજની કોર્ટ.

અમદાવાદ.

દાવો નં. ૧૮ સને ૧૮૯૭

દરખાસ્ત નં. ૫ સને ૧૮૮૮

હુકમઃ—

વાદી લોકોની પાસેથી શી જામીનગીરી લેવી તેનો નિશ્ચય કરવાને માટે આજનો દીવસ નીમેલો છે. હાજર રહેલા વકીલોનું કહેવું સાંભળ્યા પછી હું હુકમ કરૂં છું કે વાદીઓએ રૂ. ૬૬૦૦ ની જામીનગીરી આપવી.

(સહી) દયારામ ગીદુમલ

કામ ચલાઉ આસીસ્ટંટ જજ.

તા. ૧૧ સપ્ટેંબર સને ૧૮૮૮

(ખરી નકલ)

(સહી) દયારામ ગીદુમલ કામ ચલાઉ આસીસ્ટંટ જજ

ઉપરના ઠરાવ પ્રમાણે જામીન લેઇ નોટીસો કહાડવામાં આવી હતી. તેની નકલ પેહેલા ભાગમાં છે.

મુંબાઈની નામદાર હાઇકોર્ટમાં અપીલ નં. ૧૧૨ સને ૧૮૮૮ મુળ હુકમનામા ઉપરથી લાલાજી જીભાઇ વિગેરે અમદાવાદ ડીસ્ટ્રીકટ કોર્ટના (મુળના પ્રતીવાદીઓ) } અપીલ કરનાર

વિરૂદ્ધ.

૧ પરજારામ હીરજી વિગેરે અમદાવાદ ડીસ્ટ્રકટના (મુળના વાદીઓ) } પ્રતિવાદીઓ.

દાવો રૂ. ૫૩૫૦—૦—૦

વાદીઓએ પોતાના સને ૧૮૮૭ ના ૧૮ મા નંબરના દાવાના હુકમનામાની બજામણીને માટે અરજી કરેલી અમદાવાદના કામ ચલઉ આસીસ્ટંટ જજજે હુકમ કર્યો કે વાદીઓ રૂ. ૬૬૦૦ ની જામીનગીરી આપે ત્યારે બજામણીનો હુકમ આપવો.

નીચલી કોર્ટના આ ઠરાવ ઉપર હાઈકોર્ટમાં અપીલ દાખલ કરવામાં આવી છે. સને ૧૮૮૮ ના સપ્ટેંબરની ૧૩ મી તારીખે ઓનરેબલ મી. જસ્ટીસ નાનાભાઈ હરીદાસે નોટીસ કહાડવાનો હુકમ કરેલો જે હરાવની વિરૂદ્ધ અપીલ કરવામાં આવેછે તેની સામે વાંધાનાં કારણ નીચે પ્રમાણે છે:—

૧. એ કાયદાની વિરૂદ્ધ છે.

૨. જ્યારે નીચલી કોર્ટે એમ કબુલ કર્યું છે કે મુર્તીની ઉપરના દાગીના ઘણું કરીને આસરે લાખેક રૂપીયાની કીમતના હોય છે ત્યારે તેમને તે કીમતના પ્રમાણમાં જામીનગીરીની રકમ મુકરર કરવી જોઇતી હતી.

૩ વળી આ વાત પણ સર્વ માન્ય છે કે વાદીઓને મેવાડા બ્રાહ્મણનો મોટો અસંખ્ય સમુહ છે કે જેમને માટે એમ

જાહેર કરવામાં આવ્યું છે કે તેઓને તેમના યજમાન સાથે પુંજા કરવાના કામ માટે નીજમંદીરમાં જવાનો હકક છે. જ્યારે આમ છે ત્યારે નીચલી કોર્ટે વધારે ભારે જામીનગીરી માટે આગ્રહ કરવો જોઇતો હતો.

૪ હવે રીશીવરના ચાર્જમાં મુરતીના દાગીના વિગેરે છે તેજ રીશીવરો નીચલી કોર્ટે એવો હુકમ કરવો જોઇતો હતો કે જે ભેટો વિગેરે ઉપર હાલના વાદી લોકો હકક કરતા આવે છે તે ભેટો તેમને પોતાના ચાર્જમાં લેવી અને આમ કર્યાથી કરીને જ્યાં સુધી આ નામદાર કોર્ટને કરવામાં આવેલી સને ૧૮૮૮ ની ૩૬ મા નંબરની અપીલનું નીરાકરણ ન થાય ત્યાં સુધી જેવીને તેવી સ્થીતી કાયમ રહોત,

૫ નીચલી કોર્ટે આ કેસમાં પુરાવો લેવો જોઇતો હતો.

ઠાસરાના શે. કલાસ માજીસ્ટ્રેટની કોરટમાં તોહોમતવારો, અનોપરાંમ સીવરાંમ અને બીજા મળી ૩૬ સેવકો તથા પરસોત્તમ બાપુજીને બીજા મળી ૨૭ ગોરો. કુલે ૬૩ ના ઉપર મંદીરમાંહ ગામો કર્યો બાબતના ગુનાનો, ચુકાવા તા. ૬ ઠી એપ્રીલ સંને ૧૮૯૩ ના રોજ ડાકોર મુકામે, રા. રા. ઝવેરભાઇ માંમલતદારે કરી તોહોમતદારોને બીન ગુનેગાર ઠરાવી છોડી મુકયા છે. ક્રી. પ્રો. કોડની કલમ. ૨૪૫ મુજબ.

આ બુકમાં કેટલીક બાબતોનું ઇંગ્રેજી લખાંણ છે તેનું ગુજરાતી કરાવી દાખલ કરેલું છે.

ઇંગ્રેજીનું ગુજરાતી (કેટલુંક) મી. કરીમ મહમદ માસ્તર એમ. એ. એલ. એલ બી. એઓને હાથે કરાવવામાં આવેલું છે.

